મુંબાઈમાં ભરાએલા

# ૧૮ મા હિંદી સામાજીક પરિષદનો ગુજરાતી અહેવાલ.



( શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ તથા ન્યાયમૂર્ત્તિ ચન્દાવરકર
તથા પ્રમુખ ઑન. મિ. ગોકળદાસ કહાનદાસ પારેખનાં
ભાષણોનાં ભાષાન્તર સહિત. )




પ્રકટ કરનાર,

**ગુજરાત સંસાંર સુધારા સમાજ, અમદાવાદ.**



નકલ ૫૦૦૦ સન ૧૯૦૫

અમદાવાદ "આર્યોદય" પ્રિન્ટિંગ પ્રેસ.




કિંમત ત્રણ આના.

# અનુક્રમણિકા.





# ગુજરાત સંસારસુધારા સમાજ, અમદાવાદ.



## નિયમો તથા હેતુઓ.

(૧) આ સમાજનું નામ ગુજરાત સંસારસુધારા સમાજ રાખવામાં આવ્યું છે; અને આ સમાજ મુંબાઇ ઇલાકાની સંસારસુધારા સમાજની સાથે મદદમાં રહી પોતાનું કાર્ય કરશે.

નામ.

(૨) નીચે જણાવેલા સંસારસુધારાઓને માટે પોતાંથી બને તેટલા પ્રયત્નો કરવા એ આ સમાજના હેતુ છે:—

હેતુઓ.

(૧) સ્ત્રી કેળવણીમાં વૃદ્ધિ કરવી તથા સ્ત્રીઓની સાંસારિક પદ્વીને હલકી પાડનારા રીવાજો તથા વ્યાધ દૂર કરવા.

સ્ત્રીઓની ઉન્નતિ.

(૨) છોકરા તથા છોકરીઓને પરણાવવાની ઉમરમાં વધારો કરવો. લગ્ન પ્રસંગના ખર્ચમાં ઘટાડો કરવો. અનેક સ્ત્રી પરણવાનો રીવાજ તથા કન્યાવિક્રય ફટાણાં વગેરે લગ્ન સંબંધના બીજા હાનિકારક રીવાજો દૂર કરવા.

લગ્ન સંબંધી સુધારા.

(૩) વિધવાઓને બળાત્કારે વૈધવ્યમાં રાખવાનો તથા તેમને બળાત્કારે બદશીકલ કરવાનો રીવાજ બંધ પાડવો

વિધવા વિવાહ.

(૪) ન્યાતોના પેટા વિભાગોમાં અંદર અંદર લગ્નવ્યવહાર તથા ભોજનવ્યવહાર દાખલ કરીને તેઓમાં ઐક્યનો વધારો કરવો.

ન્યાત સંબંધી સુધારા.

(૫) દરિયાની મુસાફરી તથા વિદેશ ગમનમાં નડતી હરકતો દૂર કરવી.

વિદેશ ગમન.

(૬) મરણ પ્રસંગે સરીયામ રસ્તે બૈરાંએ કુટવાનો તથા મરનારની પાછળ ન્યાતવરા કરવાનો અને એવા બીજા હાનિકારક રીવાજો દૂર કરવા.

**મરણ પ્રસંગના રીવાજોમાં સુધારો.**

(૭) સાંસારિક સ્થિતિમાં તથા વ્યવહારમાં નીતિ અને શુદ્ધાચરણની વૃદ્ધિ કરવી, અને કેફી વસ્તુના વપરાશનો નિષેધ કરવો.

**શુદ્ધાચરણ.**

(૮) લોકોની સાંસારિક સ્થિતિમાં તથા ગૃહવ્યવસ્થામાં સામાન્ય સુધારો કરવો.

**સામાન્ય સુધારો.**

(૩) આ સમાજ ગુજરાતના જૂદા જૂદા ભાગોમાં શાખાઓ સ્થાપવાનો પ્રયત્ન કરશે. શાખાઓ પોત પોતાના ભંડોળનો વહીવટ કરશે.

**શાખાઓ**

(૪) વીશ વર્ષ ઉપરાંતનો હરકોઈ પુરૂષ યા સ્ત્રી જેની નિયમ ૨ માં વર્ણવેલા સંસારસુધારાના હેતુઓ પૈકી ઓછામાં ઓછા ત્રણ હેતુઓ માટે પૂર્ણ સંમતિ હોય તથા તે પાર પડવા માટે ઉત્સાહ પૂર્વક લાગણી હોય, અને બાકીના હેતુઓ પૈકી કોઇ પણ હેતુ વિરૂદ્ધ ન થવાને માટે જે કબૂલ થતા હોય, તે પુરૂષ યા સ્ત્રી આ સભાના સભાસદ થઈ શકે છે.

**સભાસદ થવાને યોગ્યતા.**

(૫) સભાસદ થવાને માટે જેઓ "અ" નમુના પ્રમાણે અરજ કરશે તથા જેઓને માટે સમાજનો કોઇ પણ સભાસદ ભલામણ કરશે, તેઓને જો વ્યવસ્થાપક મંડળી પસંદ કરશે, તો આ સમાજના સભાસદ તરીકે દાખલ કરવામાં આવશે.

**સમાજમાં દાખલ થવાની રીત**

(૬) નીચે બતાવ્યા પ્રમાણે સભાસદોના વર્ગ રાખવામાં આવશે:—

(અ) **મુરબ્બીઓ:**—રૂ. ૧૦૦૦ અથવા વધારે બક્ષિસ આપનારા.

(બ) **જીંદગી પર્યંતના સભાસદો:**—રૂ. ૫૦ અથવા વધારે બક્ષિસ આપનારા.

(ક) **સાધારણ વાર્ષિક સભાસદો:**—રૂ. ૩નું વાર્ષિક લવાજમ આપનારા.

(૬) બાકી સભાસદો:—

(૧) જે સ્ત્રીઓના ભર્તા ઉપર બતાવેલાં કોઈ પણ વર્ગના સભાસદ હશે, તથા જે નિયમ ૫ અનુસાર સભાસદ તરીકે દાખલ થઈ હશે તે સ્ત્રીઓ.

(૨) જે માણસોને માટે વ્યવસ્થાપક મંડળીનો અભિપ્રાય એવો થશે કે તેઓ સંસારસુધારાના કાર્યમાં ઉપયોગી સેવા બજાવે છે, તથા ઠરાવેલું લવાજમ આપવાને અશક્ત છે એવા માણસો.

(૭) સમાજમાં એક પ્રમુખ, ઉપપ્રમુખો, એક અથવાં વધારે મંત્રીઓ, તથા એક અથવા બે આડિટરો સમાજના સભાસદોમાંથી પસંદ કરવામાં આવશે.

સમાજના અધિકારીઓ.

(૮) આ સમાજને માટે પ્રમુખ, ઉપપ્રમુખો, મંત્રીઓ અને બીજા ઓછામાં ઓછા સાત સભાસદોની મળીને એક વ્યવસ્થાપક મંડળી વાર્ષિક સાધારણ સભાં વખતે નીમવામાં આવશે.

વ્યવસ્થાપક મંડળી.

(૯) ખાંસ હેતુઓ બાર પાડવાને માટે સભાસદોની સાંધારણ સભા કે વ્યવસ્થાપક મંડળી, ખાસ કામ કરનારી મંડળીઓ નીમશે.

ખાસ મંડળીઓ.

(૧૦) સભાસદોની સાધારણ સભા દરેક વર્ષ આખરે મળશે, અને તે વખતે:—

વાર્ષિક સાધારણ સભા.

(૧) વાર્ષિક રીપોર્ટ સંબંધી તથા આડિટરોએ તપાસેલા હીસાબ સંબંધી વિચાર કરવામાં આવશે.

(૨) સમાજના અધિકારીઓ તથા વ્યવસ્થાપક મંડળીના સભાસદો નીમવામાં આવશે.

(૩) બીજું જે કાંઈ કાર્ય વ્યવસ્થાપક મંડળીએ સભાની રૂબરૂ રજુ કર્યું હોય યા તો પ્રમુખે સભાની રૂબરૂ જે રજુ કરવાની પરવાનગી આપી હોય તે કાર્ય કરવામાં આવશે.

(૧૧) ખાસ કાર્ય કરવા સારૂ કોઈ પણ વખતે ખાસ સાધારણ સભા બોલાવવાની વ્યવસ્થાપક મંડળીને સત્તા છે.

ખાસ સાધારણ સભા.

(૧૨) વ્યવસ્થાપક મંડળીએ મહિનામાં ઓછામાં ઓછું એકવાર મળવું, અને સમાજના હેતુ પાડવા માટે પોતાનાથી બને તેટલા ઉપાયો લેવા, અને મંત્રીઓને સુચના આપવી.

વ્યવસ્થાપક મંડળીની મીટિંગ.

(૧૩) સાધારણ સભાની મીટિંગમાં દશ સભાસદોનું તથા વ્યવસ્થાપક મંડળીની મીટિંગમાં પાંચ સભાસદોનું કોરમ ગણાશે. જો કોરમ નહિ થાય તો તે મીટિંગ મુલતવી રહેશે, અને આ પ્રમાણે મુલતવી રહેલી મીટિંગમાં મૂળ મીટિંગ આગળ આવેલું કાર્ય કરવા સારૂ કોરમની જરૂર રહેશે નહિ.

કોરમ.

(૧૪) સભાસદોની સાધારણ સભા, વ્યવસ્થાપક મંડળી અથવા ખાસ કામ કરનારી મંડળી રૂબરૂ જે સવાલો રજુ કરવામાં આવશે તે સઘળા સવાલોનો નિર્ણય વધારે મતે કરવામાં આવશે. અને જો બંને બાજુ તરફના મત સરખા થશે તો પ્રમુખને યા પ્રમુખની ગેરહાજરીમાં જે કોઈ સભાસદ પ્રમુખસ્થાને હશે તેને એક વધારે મત આપવાનો અધિકાર છે.

સવાલોનો નિર્ણય.

(૧૫) સબળ કારણસર કોઈ પણ સભાસદનું નામ કાઢી નાખવા વ્યવસ્થાપક મંડળીને સત્તા છે.

સભાસદોને ખસેડવા બાબત.



# હિંદી સામાજીક પરિષદનો

## અઢારમો સમારંભ.

તા. ૩૦ અને ૩૧ મી ડીસેંબર ૧૯૦૪ ને રોજ મુંબાઇમાં કોંગ્રેસના ભવ્ય મંડપમાં હિંદી સામાજીક પરિષદની અઢારમી બેઠક થઈ હતી. તેમાં શરૂઆતનું ભાષણ વડોદરાના ના૦ મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે આપ્યું હતું, અને પ્રમુખસ્થાને ઓન. મી. ગોકળદાસ કહાનદાસ પારેખ હતા. ડેલીગેટો અને પ્રેક્ષકોની મોટી સંખ્યાએ તેમાં ભાગ લીધો હતો. દર વરસના કરતાં આ સાલ વધુ ઉમંગથી કામ ચાલ્યું હતું. પહેલે દિવસે ભાષણો સાંભળવા લગભગ ચાર હજાર માણસો હાજર હતાં, અને બીજે દિવસે નિયમિત ઠરાવો પસાર થતી વખતે લગભગ બે હજાર માણસો હતાં. તેમાં દરેક ઇલાકાના નામાંકિત ગૃહસ્થો અને સન્નારીઓ હાજર હતાં.

પહેલે દિવસે ઓન. મી. જસ્ટીસ ચન્દાવરકરનું વાર્ષિક હેવાલરૂપ વ્યાખ્યાન, ના. મહારાજા સયાજીરાવ ગાયકવાડનું શરૂઆતનું ભાષણ અને ઓન. મી. ગોકળદાસ કહાનદાસ પારેખનું પ્રમુખ તરીકેનું ભાષણ, એ ત્રણ ભાષણો થયાં હતાં. બીજે દિવસે સંસાર સુધારાની જુદી જુદી બાબતો સંબંધે તેર ઠરાવો પસાર થયા હતા. પહેલા દિવસનાં અને બીજે દિવસે ઠરાવો સંબંધે થએલાં ભાષણો સવિસ્તર નીચે આપ્યાં છે.

કોન્ફરન્સને આગલે દિવસે, મર્હુમ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડેનાં પત્ની રમાબાઇના પ્રમુખપદ નીચે " ભારત મહિલા પરિષદ " મળ્યું હતું, તેનો હેવાલ પણ આગળ આપ્યો છે.

# ઓન. મી. જસ્ટીસ ચન્દાવરકરનું ભાષણ.

સન્નારીઓ અને ગૃહસ્થો,

કોન્ફરન્સના જનરલ સેક્રેટરી તરીકે દર સાલ શરૂઆતનું ભાષણ આપી, કામ શરૂ કરવાની મારી ફરજ છે; પણ આ વરસે કૃપા કરીને, આપણી વિનતિ સ્વીકારી, ના. મહારાજા સયાજીરાવ ગાયકવાડે તે કામ ઉપાડી લીધું છે. તેથી હું પણ સંસાર સુધારા જેવી અતિ ઉપયોગી બાબતપર તે નામદારનું વજનદાર વ્યાખ્યાન સાંભળવાને તમારી સાથે સામેલ થઇશ. પરંતુ સમાજના નિયમ મુજબ મારે તદ્દન ચુપ રહેવું ન જોઇએ. માટે ચાલુ સાલ દર્મીયાન સંસાર સુધારાના સંબંધમાં બનેલા બનાવોનો હેવાલ તમારી આગળ રજુ કરૂં છું.

## મૃત્યુ નોંધ.

આ હેવાલમાં પ્રથમ બાબત સુધારાના હિમાયતીઓમાં થએલાં મરણની નોંધ કરવાની હોય છે આ નોંધમાં મી. જમશેદજી નસરવાનજી તાતાનું નામ આપણે પ્રથમ મૂકવું જોઇએ કારણ કે તેમના મરણથી લોકોપયોગી બીજી બધી હીલચાલોની સાથે સંસાર સુધારાના કામને પણ ભારે નુકસાન પહોંચ્યું છે. જે પારસી કોમે સંસાર સુધારામાં તેમ બીજાં સાહસિક કામોમાં પહેલ કરી, સંગિન વધારો બતાવ્યો છે તે કોમના મી. તાતા હતા. બીજી બાબતો કોરાણે મૂકીએ તોપણ તે એકલીજ બીનાને લીધે સુધારકોએ મી. તાતાનું નામ યાદ કરવું જોઇએ. પરંતુ આપણે મી. તાતાને માટે માનની લાગણી ધરાવીએ છીએ તેનું કારણ તે એકલુંજ નથી. તેમણે સ્કોલરશીપો આપીને હિંદી વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ સારૂ પરદેશ મોકલી, પરદેશગમનની બાબતમાં સુધારકોને ઘણી મદદ કરી છે. સુધારકોને બીજી ખોટ "રાસ્ત ગોફતાર" ના પ્રસિદ્ધ અધિપતિ મી. કૈખુશરો નવરોજી કાબરાજીના મરણથી ગઈ છે. તેમના મરણથી સુધારાનો એક ઉમંગી, વિચારશિળ અને હિંમતવાન હીમાયતી ઉડી ગયો છે. મી. કાબરાજીની કલમ, સુધારાને મદદ કરવાને હમેશાં તૈયારજ હતી. કોઈ દુઃખી અને જુલમી રિવાજોથી પીડાએલી વિધવા બાઇને મદદ કરવાની જરૂર હોય ત્યારે તેઓ મેદાનમાં સૌની આગળ પડતા. તેવીજ રીતે ડો. મહેન્દ્રલાલ

સરકારના મરણથી પણ સુધારાને મોટું નુકસાન થયું છે. ડો. મહેન્દ્રલાલનું સાદું જીવન અને કોઈ સોંપેલા કામને ઉપાડી લેવાની તેમની તત્પરતા વખાણવા લાયક હતાં. તેમના એ ગુણોને લીધે તેમને બંગાળાના 'કેટો' કહીએ તો ચાલે. જે બંગાળી પ્રજામાં રાજા રામમોહનરાય જેવા મહાત્મા પુરૂષ ઉત્પન્ન થયા હતા તેને સર્વ રીતે શોભા આપે એવા ઉચ્ચ ચારિત્ર્યવાળા બહાદુર બંગાળી ગૃહસ્થોની ટોળી ઉત્પન્ન થઈ હતી તેમાંના ડો. મહેન્દ્રલાલ એક હતા. આ વખતે મદ્રાસના પ્રખ્યાત મીશનરી ડો. મરડોકનું પ્રાતઃસ્મરણીય નામ પણ યાદ કરવું જોઇએ. ડો. મરડોકે આ દેશની કરેલી સેવાનું તોલન થાય એમ નથી; હરકોઇ ઉમદા કોમ તરફની તેમની દિલસોજી સુપ્રસિદ્ધ છે. સંસાર-સુધારાના કામને પણ તેમણે તેમનાં કેટલાંક ચોપાનીયાં વડે જે મદદ કરી છે તેને લીધે આપણા ઉપર તેમનો મોટો ઉપકાર થયો છે. નંજનગઢના સ્વામી રાઘવેન્દ્રના મરણથી પણ સુધારાને ખમવું પડ્યું છે. કારણ કે સ્વામીશ્રી સાંસારિક બાબતો સંબંધે એકંદરે ઘણા ઉમદા વિચારો ધરાવતા હતા. તેમના દાખલા ઉપરથી તમારી ખાત્રી થશે કે જુના વિચારનાં ધાર્મિક મંડળોમાં પણ સુધારાના વિચારો ધીમેથી પણ અક્રમ રીતે પ્રવેશ કર્યે જાય છે. હવે એક નામ ઉમેરીશ એટલે આપણી મરણ નોંધ પૂરી થશે. આપણા આગેવાન શહેરી મી મુળજી ભવાનીદાસ બારભાયાનાં પત્નીના મરણથી પણ સુધારાને મોટી ખોટ ગઇ છે મરહુમ બાઇ કપોળ વાણીવા જ્ઞાતિમાં એક સારી રીતે કેળવાએલાં અને સુધરેલ વિચારનાં બાનુ હતાં; ને તે સુધારાની હીલચાલમાં ઘણા ઉત્સાહથી ભાગ લેતાં હતાં. વળી તેમણે પોતાના પતિ સાથે યુરોપની મુસાફરીએ જવાની અસાધારણ હિંમત બતાવી હતી. તેમના મરણથી મી. બારભાયાને માથે જે મહાન આફત ગુજરી છે તેમાં આપણે સઘળાઓએ દિલસોજીથી ભાગ લેવો જોઇએ.

## વરસમાં થએલું કામ.

ચાલુ સાલમાં આપણી મહેનતનું ઘણું સારૂં પરિણામ આવ્યું છે ને તેથી આવતા વરસમાં વધારે ઉમંગથી કામ લેવાને આપણને ઉત્તેજન મળે છે. ગઈ સાલ મદ્રાસમાં આ સમાજની બેઠક થઇ ત્યાર પછી ત્યાં 'હિંદુ એસોસીએશન' નામનું એક જૂદું મંડળ સ્થપાયું હતું. આ પરિષદની

કાર્યપદ્ધતિ નહિ પસંદ કરનારા કેટલાએક ગૃહસ્થોએ તે સ્થાપ્યું હતું. તેમનું કહેવું એવું હતું કે સંસાર સુધારા સમાજે હાથ ધરેલી બાબતો હિંદુઓને એકલાનેજ નહિ પણ હિંદની સમગ્ર કોમોને લાગુ પડે છે. તે આપણાપર એવો આરોપ મૂકે છે કે આપણી કાર્યપદ્ધતિ તર્કબુદ્ધિને અનુકૂળ છે ખરી, પણ પ્રજાકિય ધોરણને અનુસરતી નથી. તેમને તર્કબુદ્ધિ કરતાં તેમના 'પ્રજાકિય ધોરણ' પર વધારે શ્રદ્ધા છે. તેથી તેમણે આ કોન્ફરન્સના પ્રતિપક્ષી તરીકે 'હિંદુ એસોસીએશન' ઉભું કર્યું તોપણ આપણે તો તેને આપણા બાળક તરીકે ગણ્યું હતું, અને ઉમેદ બાંધી હતી કે સંસાર સુધારો કે બીજો કોઇપણ સુધારો 'તર્કબુદ્ધિ' અને 'પ્રજાકિય ધોરણ' એવી એવી શબ્દોની ચાલવણીથી થતો નથી એ તેમને અનુભવથી સમજાશે. માણસો અગર સંસ્થાઓની કિંમત તેમના કામ ઉપરથી થાય છે, તેથી સુધરેલા લોકમતના દબાણથી આપણા પ્રતિપક્ષીઓને, પોતે કાંઇ બોલીને સંતોષ માનનાર નથી પણ કાંઇક સંગિન કામ કરવાને આતુર છે એમ બતાવવાને જૂદું મંડળ સ્થાપવાની જરૂર પડી એ સારૂંજ થયું હતું. સર સુબ્રહ્મણ્ય આયર અને મીસીસ એની બીસેન્ટના આશ્રય નીચે સ્થપાએલા તે મંડળને આપણું બાળક ગણી તેપર આપણે મોટી આશા બાંધી હતી. પણ પછીથી જણાયું કે તે તો રોગગ્રસ્ત થયું છે. તોપણ, તેથી તેના ભવિષ્ય સંબંધે નિરાશ થવાનું કાંઇ કારણ નથી. કારણ કે મદ્રાસ તરફના આપણા સુધારકોએ મી. શંકરન નેર જેવા એક નવા વૈદરાજ શોધી કાઢયા છે; અને તેમની બાહોશી ભરેલી સારવાર નીચે 'હિંદુ એસોસીએશન' રોગ મુક્ત થઇને તર્કબુદ્ધિને અનુકૂળ પ્રજાકિય ધોરણ સ્વીકારી, સંસાર સુધારા સંબંધે કાંઇક સંગીન કામ કરી બતાવશે એવી આપણે આશા રાખીશું. આ સ્થળે મુંબાઇમાં સ્થપાએલી વડી ઇલાકા સંસાર સુધારા સમાજ અને અમદાવાદ ખાતેની ગુજરાત સંસાર સુધારા સમાજ સંબંધે મારે કાંઇક કહેવું જોઇએ. ચાલુ વરસમાં ઇલાકા સમાજે કરેલું કામ વિસ્તારથી કહેવાનો મને વખત નથી. તેથી તે સંબંધે ફક્ત એટલુંજ કહેવું બસ થશે કે તે મંડળે આ સાલમાં જુદી જુદી બાબતોમાં ઘણા ઉત્સાહથી કામ લીધું હતું. અમદાવાદ સમાજના મુરબ્બી થવાની નામદાર ગાયકવાડ સરકારે મહેરબાની કરી છે તેને માટે સુધારકો તરફથી તે નામદાર-

નો ઉપકાર માનવા હું આ તક લઉં છું. વળી બજારભાવ કરતાં કાંઇક ઓછી કિંમતે સમાજના મકાનને સારૂ જમીન આપવા માટે અમદાવાદના કલેક્ટર મી. ડોડરેટનો પણ હું ઉપકાર માનું છું. ચાલુ સાલે સ્ત્રી કેળવણીના સંબંધમાં બનેલા બનાવોમાં સૌથી વધુ ઉપયોગી બનાવ "સ્ત્રી કેળવણીના ફેલાવાના પ્રમાણમાં સામાન્ય કેળવણી આગળ વધે છે" એ વિચારનો, નામદાર હિંદી સરકારે, તેમના કેળવણી સંબંધી ઠરાવમાં કરેલો સ્વીકાર છે. આ વિચારપર સુધારકો મુળથી ભાર મુકતા આવ્યા છે, તેથી તેમને તે બનાવ ખાસ આનંદનું કારણ છે. મુંબાઇના અલેકઝાન્દ્રા ઈન્સ્ટીટયુશનમાં છેલ્લા ઇનામ આપવાના સમારંભ વખતે, સ્ત્રી કેળવણી સંબંધે નામદાર ગાયકવાડ મહારાજે આપેલા ઉત્તમ વ્યાખ્યાન તરફ આખા દેશમાં ધ્યાન ખેંચાયું હતું. ખરેખર સ્ત્રી કેળવણીના સંબંધમાં તેમ સંસાર સુધારાની બીજી બધી બાબતોમાં હજી આપણે કરવાનું ઘણું બાકી છે; તોપણ સ્ત્રી કેળવણી ઉપરજ બીજા સઘળા સુધારાનો આધાર રહેલો છે તે બીના ધ્યાનમાં લેતાં, સ્ત્રી કેળવણીમાં આપણે હજી ઘણા પાછળ છીએ, એમ કહેવું જોઇએ. સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવા સારૂ તથા સ્ત્રીઓને હાલનાં કરતાં વધારે ઉંચાં ધોરણ સુધી અભ્યાસ કરવાની સગવડ કરી આપવા માટે બંગાળાની સરકારે કેટલીક ગોઠવણ કરી છે તે બીના સંતોષ લેવા લાયક છે. જાલંદરમા 'કન્યા મહા વિદ્યાલય મંડળ'ના પ્રમુખ લાલા દેવરાજે પંજાબની સ્ત્રીઓને ઉપયોગી થાય તેવાં પુસ્તકો રચવા માટે લીધેલી મહેનતની કદરમાં તેમને રૂા. ૨૦૦નું ઇનામ આપવાની મહેરબાની પંજાબની સરકારે કરી છે તે પણ સંતોષ લેવા લાયક બીના છે. લાલા દેવરાજે પંજાબી સ્ત્રીઓની કેળવણી માટે કરેલો અથાગ પ્રયાસ સુપ્રસિદ્ધ છે. બનારસમાં કન્યાઓને માટે પાઠશાળા સ્થાપીને, મીસીસ એની બીસન્ટે પણ આ વરસમાં કેળવણીના સંબંધમાં એક વધુ પગલું ભર્યું છે. મુંબાઇની વડી ઇલાકા સંસાર સુધારા સમાજે પણ સ્ત્રીઓને માટે ભાષણો અપાવવાની તથા તેમને ઘેર બેઠાં શિક્ષણ આપવાની કેટલીક ગોઠવણ કરી છે. ચાલુ સાલમાં હિંદુ યુનીયન કલબ 'આગળ 'આપણા ઘરસંસારમાં જમાનાને બંધબેસ્તા કરવા જોઇતા સુધારા' એ વિષય ઉપર એક હિંદુ સ્ત્રીએ ભાષણ આપ્યું હતું, અને તેનો લાભ ઘણી હિંદુ સ્ત્રીઓએ લીધો હતો. ગઇ કાલે મીસીસ

રમાબાઇ રાનાડેના પ્રમુખપદ નીચે આ સમાજની એક શાખા તરીકે "ભારત મહિલા પરિષદ" મળ્યો હતો; તે પરથી પણ સમજાય છે કે સ્ત્રી કેળવણીમાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે. સ્ત્રી સમાજ ભરવાનો આ પહેલો પ્રયોગ છે. તેમાં હિંદુ, પારસી અને મુસલમાન સ્ત્રીઓની મોટી સંખ્યા હાજર હતી. પુરૂષોને તેમાંથી તદન અલગ રાખ્યા હતા. મને ખબર મળી છે કે તેમાં કેટલાક એવા વિષયો ઉપર ભાષણ થયાં હતાં કે જેમાં સ્ત્રીઓને ખાસ રસ પડે. હું આશા રાખું છું કે હવે પછી દર વરસે સંસાર સુધારા સમાજ સાથે આ સ્ત્રી સમાજ પણ જોડાએલો રહેશે. છેવટે ધનવાન હિંદુ બાઇઓ હવે કન્યાશાળાઓને મદદ કરવા માટે પોતાના પૈસાનો વ્યય કરવાની ફરજ સમજવા લાગી છે તે બીના તરફ તમારૂં ધ્યાન ખેંચું છું. દાખલા તરીકે કચ્છી દશા ઓશવાલ જૈન ગ્નાતિની, સ્ત્રીઓ માટેની, પાઠશાળાની સ્થાપના ઘણે ભાગે મીસીસ જેઠાબાઇ વર્ધમાન પદમશીની ઉદાર મદદને આભારી છે.

## સુધારાની બાબતો સંબંધે લોકમતમાં થયેલો સુધારો.

બાળલગ્નના સવાલ સંબંધે આ વરસે કોઇ ઉપયોગી બનાવ બન્યો નથી, તોપણ મી. રીઝલે, તેમના વસ્તીપત્રકના રીપોર્ટમાં તે સંબંધે ટીકા કરે છે તે જાણવા જેવી છે. તે કહે છે કે, "કાંઇક અંશે પશ્ચિમ તરફના વિચારોની અસરને લીધે, કાચી ઉંમરની છોકરીઓને શિર અકાળે પત્ની અને માતા તરીકેની ફરજો નાંખી પાડવાનું ગેરડહાપણ સમજતા થવાથી, અને કાંઇક અંશે પોતાની દીકરીઓને નાહક નાનપણથી વૈધવ્યના જોખમમાં ઉતારવાનું કામ ગેરવાજબી લાગવાથી, ઉંચ વર્ગના લોકોમાં બાળલગ્ન તરફ અણગમો વધતો જાય છે. થોડા વખતથી સ્થાપિત થએલી" આર્ય સમાજ અને બ્રહ્મો સમાજ નામની બે ધાર્મિક સંસ્થાઓનું વજન કેળવાયલા માણસોમાં ઘણું છે. ને તે બે સંસ્થાઓ કન્યાઓ ઉંમરે આવે ત્યાં સુધી તેમને કુંવારી રાખવાનો બોધ કરે છે. પ્રજાકિય કોંગ્રેસ સાથે દર વરસે સામાજીક પરિષદ મળે છે તેની વિચારવાની બાબતોમાં બાળલગ્ન નિષેધનો વિષય મુખ્ય છે. ઉંચી વર્ણના હિંદુઓને પોતાની દિકરીઓ માટે યોગ્ય મોટી ઉંમરના વર મેળવતાં હાલ જે મોટી મુશ્કેલી નડે

છે તેને લીધે બાળલગ્ન નિષેધને **સામાજીક પરિષદે** પોતાનો મુખ્ય હેતુ બનાવ્યો છે." આપણી હીલચાલની શુભ અસરનો એક બીજો દાખલો મોરી જાણમાં આવ્યો છે. ગયા જાન્યુઆરી માસમાં મદ્રાસના ઉત્તર સરકાર વિભાગનું કેળવણી કોન્ફરન્સ મળ્યું હતું; તેના પ્રમુખે જણાવ્યું હતું કે મદ્રાસ ઇલાકામાં બાળલગ્નનો ત્રાસ ઘણો વધી ગએલો હોવાથી બીજા વર્ગની શાળાઓના નીચલા વર્ગોમાં પરણેલા છોકરાઓને દાખલ નહિ કરવાનો ઠરાવ થયો છે. "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" પત્રના ખબરપત્રીએ, આ બનાવ સંબંધે ટીકા કરતાં લખ્યું હતું કે બનારસની વડી હિંદુ કોલેજમાં મીસીસ એની બીસન્ટે કરેલા સુધારાની ઉપયોગીતા મદ્રાસ ખાતે મળેલી સામાજીક પરિષદે સ્વીકારી હતી તેનુંજ, આ પરિણામ છે. આ સંબંધે સૌથી વધુ અગત્યનો બનાવ શ્રીમંત ગાયકવાડ સરકારે વડોદરા રાજ્યની પ્રજાને માટે પસાર કરેલો બાળલગ્ન નિષેધક કાયદો છે. તે કાયદો ગઇ તારીખ ૨૧ મી જુલાઇથી અમલમાં મુકાએ છે. ના. મહારાજાનું આ પગલું ઘણું ડહાપણ ભરેલું છે, ને આપણે આશા રાખીશું કે બીજા દેશી રાજાઓ તેમનું અનુકરણ કરશે. તેવોજ કાયદો મૈસુરની સરકારે ઘડેલો છે; ને આ સાલે તે કાયદાની રૂએ ત્રણ ફોજદારી મુકદમા મંડાયા હતા. તે પરથી જણાય છે કે, મૈસુરનો કાયદો નિરૂપયોગી પડી રહ્યો નથી પણ બાળલગ્ન અટકાવવાના કામમાં એક બળવાન હથિઆરરૂપ નીવડ્યો છે. પરદેશગમનનો સવાલ પણ ધીમે ધીમે સહેલો થતો જાય છે. આ વરસની શરૂઆતમાં મૈસુરના દિવાન સર પી. એન. કૃષ્ણમૂર્તિએ પરદેશગમન સંબંધે વિચાર કરવાને મૈસુરના પંડિતોની સભા બોલાવી હતી: તેનું શું પરિણામ આવ્યું તેની મને ચોકસ ખબર મળી નથી. તોપણ મૈસુરના દિવાન જેવા વગવાળા અને બુદ્ધિમાન ગ્રહસ્થ આ સંબંધે ઉત્સાહ લે છે એ ભવિષ્યનું સુચિન્હ છે પરદેશગમન સંબંધી હીલચાલને ના. બર્દવાનના મહારાજાની મદદ મળી છે, તે પણ તેવોજ ઉત્તેજક બનાવ છે. ચાલુ સાલે તે સવાલ સંબંધી ચર્ચા કરવાને મળેલી સભામાં મહારાજા પ્રમુખસ્થાને હતા. તે વાદવિવાદને અંતે બે માણસો સિવાય, આખી સભાએ, એકમતે, પરદેશગમનની તરફેણમાં ઠરાવ પસાર કર્યો હતો. એક જ્ઞાતિના પેટા વિભાગો

વચ્ચે લગ્ન વહેવાર થવાના સંબંધમાં પણ સુધારો થતો જાય છે. પંજાબ તરફથી મને રિપોર્ટ મળ્યો છે તે પરથી જણાય છે કે, જમૂના સુબા દિવાન અમરસિંહે પોતાની ખત્રી જ્ઞાતિના બીજા વિભાગના વર સાથે પોતાની કન્યા પરણાવી છે, ને તેમના દાખલા ઉપરથી તેમની જ્ઞાતિના બીજા આગેવાન ગૃહસ્થોએ પણ તેવુંજ પગલું ભર્યું છે. તેથી એકજ જ્ઞાતિના બે વિભાગો જે આજ સુધી પરસ્પર લગ્ન વહેવાર નહોતા રાખતા તેમની વચ્ચે તે હવે શરૂ થયો છે. બંગાળાની કાયસ્થ જ્ઞાતિમાં અંદર અંદર પેટા વિભાગો વચ્ચે લગ્ન વહેવાર થવા સારૂ કલકત્તાની હાયકોર્ટના એક જડજ મી. ઘોશે પહેલ કરી છે. અમદાવાદ ખાતેથી મળેલા હેવાલ પરથી પણ જણાય છે કે તે તરફ પણ જ્ઞાતિઓના નાના નાના પેટા વિભાગો વચ્ચે લગ્ન વહેવાર થવા લાગ્યો છે.

## ફરજ્યાત વૈધવ્ય.

ચાલુ સાલે દેશના જુદા જુદા ભાગોમાં પ્રાન્તિક સામાજીક કોન્ફરન્સો ભરાયાં હતાં, તે તેમણે પણ આપણા ઠરાવોને અનુસરીને ઠરાવો પસાર કર્યા હતા. પણ તેનો અત્રે વિસ્તારથી હેવાલ આપી શકાય એમ નથી. આપણા ટીકાકારો કહે છે કે સામાજીક પરિષદમાં ભાગ લેનારા ફકત વાતોજ કરે છે, પણ તે પ્રમાણે કામ કરતા નથી. પણ મારે કહેવું જોઇએ કે, આપણે દેવ નહિ પણ મનુષ્ય છીએ, ને મનુષ્ય સ્વભાવની નબળાઇઓ આપણામાં પણ છે; તેથી કોઇ વખત આપણાથી ભૂલ થાય એ સ્વાભાવિક છે. તોપણ આપણે ફકત બોલીએ છીએ અને કામ કરતા નથી એ આરોપ ખરો નથી. આપણાં માણસો પોતાની શકિત અનુસાર કામ કર્યે જાય છે; પણ તે છુપી રીતે કાંઇ પણ ધાંધલ વિના કરતા હોવાથી, તે ઝાઝું બહાર આવતું નથી. કેટલાક કહે છે કે વિધવા પુનર્લગ્નનો સવાલ કેળવાએલા માણસોના મોટા ભાગને પસંદ નથી. પણ બાળ વિધવાઓનાં દુઃખ ઓછાં કરવા માટે દેશમાં થતા વિચિત્ર પ્રયત્નો તરફ જોતાં તે વાત ખરી લાગતી નથી. ફરજ્યાત વૈધવ્યથી સ્ત્રીઓ ઉપર ગુજરતી અનેક વિપત્તિઓ, આપણાં હૃદયની કઠોરતાની તથા આપણા સાંસારિક રિવાજોની નિર્દયતાની અવધિ છે. ગયા જાન્યુઆરી માસમાં મુંબાઇ શહેરમાં વેદ ધર્મ પ્રચારિણી સભાનો મેળાવડો થયો હતો; તેમાં સ્વામી નિત્યાનંદે આપણા

સંસારમાં વિધવાઓ ઉપર ગુજરતી નિર્દયતાનો ખ્યાલ આપવા, ગુજરાતની એક નાતનો દાખલો આપ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે તે જ્ઞાતિના લોકો એવું માને છે કે હરકોઈ કન્યા જન્મે કે તરતજ તેને પરણાવી દેવી જોઇએ. તેથી તેઓ કોઇપણ કન્યા જન્મે કે તરતજ તેને પુષ્પની સાથે પરણાવે છે અને પુષ્પ ફેંકી દે છે. પછી તે કન્યા આખો જન્મારો વૈધવ્યદશા ભોગવે છે. આ સાંસારિક નિર્દયતાની અવધિ નહિ તો બીજું શું ? તેથી મારો તો એવો અભિપ્રાય છે કે હિંદુ પ્રજા, પોતાની કુમળી બાળકીઓને ફરજીઆત વૈધવ્યમાંથી મુક્ત કરી, આ ઘોર નિર્દયતા અટકાવશે તોજ તે પૃથ્વી ઉપર હયાત રહેશે: નહિ તો વખત જતાં નાશ પામી જશે. આ વરસમાં પંજાબમાં આઠ, બંગાળામાં બે, મદ્રાસ ઇલાકાના ગંતુર જીલ્લામાં બે; મકોરામાં એક, અમદાવાદમાં બે, મુંબાઇમાં એક અને નાગપુરમાં એક, એ રીતે એકંદરે સત્તર વિધવાવિવાહ થયા છે. આજ સુધી એમ કહેવાતું કે સાધારણ રીતે ગરીબ અને નાતજાતમાં કાંઈ મોભા વગરના માણસોજ વિધવાવિવાહ કરે છે. પણ હાલ થોડા વખતમાં થએલા વિધવાવિવાહ જોશો. તો માલમ પડશે કે તેમાં ઘણેખરે અંશે આબરૂદાર અને મોભાવાળા ગૃહસ્થો હતા. વરાડ તરફથી મળેલા રીપોર્ટ પરથી જણાય છે કે, મરકીની અસરને લીધે ત્યાંના સોનાર લોકોનું, વિધવાવિવાહની તરફેણમાં વલણ થવા લાગ્યું છે. ગયા જુલાઇ માસમાં મુંબાઇની વડી ઇલાકા સંસાર સુધારા સમાજે, વિધવાવિવાહનો કાયદો પસાર થયાની સંવત્સરી ઉજવી હતી. તેવોજ સમારંભ તેજ દિવસે પુના, અમદાવાદ, અને રાજમંદ્રી ખાતે પણ થયો હતો. આ બધા સમારંભોમાં ઘણા ઉત્સાહથી કામ થયું હતું, અને લોકોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. વિધવાવિવાહ સંબંધે લોકોના વિચારોમાં સુધારો થતો જાય છે તેના એક મોટા પુરાવા તરીકે જુના વિચારના લોકો તરફથી પણ પુના ખાતેના પ્રોફે. કર્વેના 'હિંદુ વિધવાશ્રમ"ને પ્રતિદિન વધતી જતી મદદ છે. શરૂઆતમાં આશ્રમની ફત્તેહ સંબંધે મી. કર્વેને શંકા હતી. પણ હવે જણાય છે કે ધારવા કરતાં પણ વધુ ફતેહ મળશે. શરૂઆતમાં પ્રોફે. કર્વે અને તેમનાં પત્નીએ એકલે હાથે આશ્રમનું કામ ઉઠાવ્યું હતું. આ કામ કાંઇ નાનું સૂનું નહોતું. તેને લીધે તો થોડા વખત મી. કર્વેને ફર્ગ્યુસન

કોલેજમાંથી રજા લેવી પડી હતી. પણ હવે તો **મીસીસ દેવધર અને મી-સીસ આથવલે** નામની બે હિંદુબાઇઓના તેમને મદદ મળી છે. આ બે બા-ઇઓએ દેશના જુદા જુદા ભાગોમાં ભાષણો આપીને આશ્રમના હેતુ તથા લાભો લોકોને સમજાવી, તેમની દિલસોજી તે તરફ વાળી છે. આ બાઇઓ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં લોકો તેમનાં ભાષણો દિલસોજીથી સાંભળી, ઉદારતાથી આશ્રમની મદદમાં નાણાં ભરે છે. પ્રોફે. કર્વેએ રીપોર્ટ મોકલ્યો છે તેમાં તે આશ્રમના ભવિષ્યની સારી આશા આપે છે. તે જણાવે છે કે આશ્રમમાં વિધવાઓની સંખ્યા વધતી જાય છે અને પ્રમાણમાં તેને નાણાં ની મદદ પણ વધતી જાય છે. આ ઉપરથી આપણે કહી શકીએ કે વસ્તી ગણત્રીના રીપોર્ટમાં મી. રીઝલે જણાવે છે તેમ સામાજીક પરિષદની મારફતે પશ્ચિમ તરફના વિચારોની અસરને લીધે ઉંચી વર્ણોમાં અને મોટાં શહેરો ની અંદર લોકલાગણીમાં સુધારો થતો જાય છે,

## સુધારકોનું કર્ત્તવ્ય.

શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડનું ઉમદા ભાષણ સાંભળવાને આપ સઘળા આતુર હોવાથી મેં મારો હેવાલ ટુંકામાં પતાવી દીધો છે. હવે મારે બે બોલ ફક્ત કહેવાના છે. તમે સઘળા તમારા ઘરસંસારની ઉપયોગી બાબતો ઉપર વિચાર કરવાને અત્રે એકઠા થયા છો ને તે ઘણું પવિત્ર કામ છે. પહેલાં લોકો એમ ધારતા હતાં કે કેળવણીના ફેલાવાથી જાહેર હિતનાં કામ સંબંધી સમજ લોકોમાં આવશે. પણ તેવું કહેવાનો વખત હવે ગયો છે. જ્ઞાન અને કેળવણી એ બન્ને દેશોન્નતિનાં ઉપયોગી સાધન છે તે ખરૂં; તોપણ તેના સારો તેમ માઠો પણ ઉપયોગ થાય છે. તેટલા માટે ખરી ઉન્નતિ થવા સારૂ કેળવણી ઉપરાંત જાહેર ફરજોની ઉંડી અને વિશાળ સમજણ લોકોમાં આવવી જોઇએ. પ્રોફે કેર્ડે થોડા વખત ઉ-પરજ કહેલું છે કે, એકલી કેળવણીથી જર્મનીમાં થયું હતું તેમ કદાચ પ્રજામાં ઐકય થવાને બદલે ભિન્નતા પણ વધે. તેથી ઐકય થવાને માટે કેળવણી જોકે આવશ્યક સાધન છે તોપણ તે માટે કેળવણી ઉપરાંત માણસોમાં પોત-પોતાની ફરજો અને જોખમદારીઓનો ઉંચો વિચાર આવે તેવો પ્રયાસ થ-વો જોઇએ. પ્રોફે કેર્ડ કહે છે કે ખરી ઉન્નતિ ક્યારે થાય કે જ્યારે માણ-સો પોતાના હકો તરફ દુર્લક્ષ્ય કરી પોતાની ફરજો સંબંધે વિચાર કરે, પો

તાના લાભ તરફ નહિ જોતાં પોતાના કર્તવ્ય તરફ નજર રાખે, અને પોતાના ખાનગી હિતની ચિંતા નહિ કરતાં જાહેર પ્રજાના હિતને ચહાતા થાય ત્યારેજ. ત્યારે સંસાર સુધારાનું કામ એવું છે કે તેમાં આપણને આ બધું શીખવાની તથા આપણામાં મોટાં મોટાં કામો હિંમતથી કરવાની કેટલી શક્તિ છે તે બતાવવાની તક મળે છે, ને આપણી શક્તિયો કેળવાય છે. હિંદુસ્તાનમાં ઉંચાં ચારિત્ર્યવાળા બહાદુર માણસોનો ખપ છે ને આવાં માણસો પાકવાનું સાધન આપણાં ઘર અને સ્ત્રીઓ છે. તેથી જે સિદ્ધાંત તેના મહાન સ્થાપકે લોકોના મન ઉપર ઠસાવવાનો પ્રયાસ કર્યો હતો તેજ સિદ્ધાંત હમેશાં નજર આગળ રાખીને આ કોન્ફરન્સ અડગપણે આગળ વધે અને આપણે સઘળા, આપણી સાંસારિક ફરજો ઉદાર મનથી, દેશોન્નતિ સંબંધી વિશાળ વિચારથી અને લાગણીવાળાં અન્તઃકરણથી બજાવીએ તથા ઉચ્ચ કિંવા નીચ જ્ઞાતિમાં, સ્ત્રીઓ કિંવા પુરૂષોમાં ગમે ત્યાં પણ સાંસારિક નિર્દયતા, અન્યાય અગર ભ્રષ્ટાચારનાં ભોગ થયેલાં માણસો માલમ પડે તેને મદદ કરવાને તત્પરતા બતાવીએ તો તેવા વિરલા માણસો આપણા દેશમાં અવશ્ય પાકશે અને દેશોદય જરૂર થશે.

---

૨

## નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડનું ભાષણ.

ઓન. મી. જસ્ટીસ ચન્દાવરકરના ભાષણ પછી ના. મહારાજા સયાજીરાવ ગાયકવાડે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું:—

સન્નારીયો અને ગૃહસ્થો,

મુંબાઇમાં ભરાયેલી આ સામાજીક પરિષદની બેઠકનું કામ શરૂ કરવાની ક્રિયા કરવાને જયારે મી. ચન્દાવરકરે મને નિમન્ત્રણ કર્યું ત્યારે મારા મનમાં અનેક વિચારો આવ્યા હતા. તે વખતે મને, મારા પહેલાં, આ જ કામ કરનારા નામાંકિત પુરૂષોનું સ્મરણ થયું હતું અને તેમણે તે વખતે આપેલાં અનેક, ઉમદા વિચારો તથા વિધવિધ માહીતિથી ભરપૂર અને લાગણીવાળાં ભાષણો સંબંધે વિચાર આવ્યો હતો. મને લાગ્યું હતું કે સંસાર સુધારાની જુદી જુદી બાબતો ઉપર તેમણે તેમની વિશાળ વિદ્વત્તા અને ઉંચા તાર્કિક બળથી જે વિવેચન કર્યું છે તેમાં હું વધુ શું ઉમેરવાનો હતો ? તેમ તેમની જગ્યાએ હું શી લાયકાતથી ઉભો રહીશ ? તોપણ સં

સાર સુધારાની હીલચાલ તરફ મારી દિલસોજી બતાવવાને હું આતુર હતો, તેથી તે બધા વિચારો બાજુએ મુકી મેં નિમન્ત્રણ સ્વીકાર્યું.

સંસાર સુધારાની હીલચાલસંબંધી અભ્યાસ કરતાં મને કેટલાક સામાન્ય વિચારો આવ્યા છે, તે તમારી આગળ રજુ કરૂં છું. તેમાં તમને કાંઇ નવિન જણાશે નહિ; તોપણ તમારા પોતાના વિચારોની સાથે સરખામણી કરવાને તે તમને કામ લાગશે. સંસાર સુધારાનો સવાલ ઘણો વિકટ છે, તેથી તે સબંધે કોઇ માણુસ નજીવા વિચારો દર્શાવે તે પણ વખતે ઉપયોગી થઇ પડે. વળી સુધારાની બાબત વિકટ છે, છતાં આપણે તેને સરળ બનાવવી જોઇએ; કારણ કે તેના ઉપર ભવિષ્યમાં હિંદી પ્રજાની હયાતીનો આધાર રહેલો છે.

## રાજા રામ મોહનરાયની પછીના પ્રયાસો.

સંસાર સુધારાની હીલચાલ શરૂ થઈ ત્યારથી તે આજ સુધી તેનો ઇતિહાસ તપાસતાં પ્રથમ દેખાવે જરા નિરાશા ઉત્પન્ન થાય છે. રામ મોહનરાય અને તેમની સાથેના કેટલાક ઉચ્ચ વિચારના પુરૂષોએ સતી થવાના રિવાજ વિરૂદ્ધ બંડ ઉઠાવ્યાને હાલ સીત્તેર વરસ થયાં. તેમનો આ પ્રયાસ, નવા તથા જુના વિચારવાળાંઓ વચ્ચેના યુદ્ધની શરૂઆતનો બનાવ છે. ત્યાર-પછી એ યુદ્ધ આજ સુધી સતત ચાલ્યાં કર્યું છે અને સીત્તેર વરસ દર્મીઆન વિવિધ પ્રકારના વાદ વિવાદ અને હીલચાલોથી આ ભૂમિ ગાજી રહી છે. એકંદરે જુદી જુદી દિશાઓમાં મોટા પ્રયત્નો થયા હોય એવો દેખાવ જણાયો છે.

આ વખત દર્મીઆન દેશમાં કેટલીક નવિન ધાર્મિક સંસ્થાઓ ઉભી થઇ છે. નવા વિચારોના વેગમાં તણાતી બ્રાહ્મ સમાજે હિંદુ ધર્મથી જૂદા પડી નવુંજ મંડળ સ્થાપ્યું છે. આર્ય સમાજ ધર્મ અને સંસારમાં સુધારો કરવાને મથે છે, પણ પ્રજાકિય ધોરણને વળગીને ચાલવાનો તેનો આગ્રહ છે. થીઓસોફી અને વેદાન્ત બહારથી કાંઇ નવિન લાવ્યા સિવાય અંદર અંદરજ હીલચાલ કરે છે. તે ઉપરાંત મી. ફુએલીએ સ્થાપેલી સત્યશોધક સમાજ જેવી બીજી ઘણી નાની નાની સંસ્થાઓ ઉભી થઈ છે. સત્યશોધક સમાજનો એક સિદ્ધાંત એવો છે કે બ્રાહ્મણોની સામેલગીરી વગર પોતે પોતાની મેળે લગ્નક્રિયા કરી લેવી.

જુના વિચારના મંડળમાં પણ હીલચાલો ચાલી રહી છે ને જુદી જુદી જ્ઞાતિયો પોત પોતાની અંદરજ એકાદ બે અમુક બાબતો લઇ, તે સંબંધે સુધારો કરવાનો પ્રયાસ કરે છે. હિંદની જુદી જુદી કોમોએ સુધારા માટે પોત પોતાનાં કોન્ફરન્સો, સમાજો વગેરે સ્થાપ્યાં છે. દાખલા તરીકે જૈન કોન્ફરન્સ, મોહોમેદન કોન્ફરન્સ, કાયસ્થ સભા વગેરે અનેક કોમો, જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિયોની કોન્ફરન્સો, સમાજો અને સભાઓ ઘણી ઉભી થઈ છે.

વળી ના. બ્રિટિશ સરકારે સાવચેતીથી, કેટલાક ઉદાર સાંસારિક કાયદાઓ કરી, હાલના વિચારો પ્રમાણે અકારા લાગે એવા કેટલાક રિવાજો બંધ પાડ્યા છે. તેથી જ્ઞાતિઓના જુલમથી, અને કાયદાની છુટ વિના, કેટલાક ઉપયોગી સુધારાઓમાં જે મહાન હરકતો નડતી હતી તે દુર થઈ છે.

આ સમયમાં, અંતરે અંતરે, કેટલાક, બહોળા લાગવગ વાળા અને નામાંકિત મહાન પુરૂષો ઉત્પન્ન થયા છે ને તેઓએ સુધારાની બાબતમાં પોતાના બુદ્ધિ અને જાત મહેનતથી બનતી મદદ કરી છે. છેવટે વરસમાં કોઇ પણ સ્થળે, સુધારા તરફના દિલસોજીવાળા માણસોને એકવાર એકઠા કરી, તે સંબંધે ચર્ચા ચલાવા તથા વરસની અંદર થએલું કામ જાહેર કરી, દેશના જુદા જુદા ભાગોમાં થતા ભિન્ન ભિન્ન પ્રયાસોને એકત્ર કરવાના ઉદ્દેશથી અરાઢ વરસ થવાં આપણી આ સામાજીક પારષદ મળે છે.

## સંસાર સુધારામાં થયેલો વધારો.

સીત્તેર એંશી વરસથી ચાલી રહેલા આ બધા પ્રયાસોનું શું પરિણામ આવ્યું ? તેમાંનું આપણે પોતે, જાત મહેનતથી કેટલું નીપજાવ્યું ? એ જોઇએ.

પહેલા પ્રશ્નના જવાબમાં કહી શકાય કે કેળવણીના વધારાની સાથે કેટલેક અંશે બુદ્ધિની ખીલવણી થઈ છે, ને તેથી સંસાર સુધારાની અગત્ય, સામાન્ય રીતે લોકો હાલ વધારે પીછાનતા થયા છે. જો કે આરોગ્યતાના નિયમોને તથા આપણા પૂર્વજોના ડહાપણ ભરેલા રિવાજોને અનુસરીને, રજસ્વલા થવાની ઉમર પછી લગ્ન કરવાની જરૂર લોકોના મનમાં હજી બરોબર ઠસી નથી; તો પણ સામાન્ય રીતે હવે પહેલાંના કરતાં કન્યાઓ મોટી ઉમર સુધી કુંવારી રહે છે. વળી પરદેશ ગમન સંબંધે જ્ઞાતિઓ તરફથી નડતી મુશ્કેલી ઓછી થતી જાય છે. જ્ઞાતિઓના પેટા વિ-

ભાગોમાં અંદર અંદર જમવા જમાડવા સંબંધે બાધ દિવસે દિવસે ઘટતો જાય છે. વળી નાં. બ્રિટિશ સરકાર જેવી સુધરેલી સરકારે વિધવાપુનઃ વિવાહ સંબંધી મુશ્કેલી હતી તે પણ દુર કરી છે.

આ બધો ફેરફાર ઉત્તેજન લેવા લાયક અને લાભકારક છે તેમાં સંશય નથી.

પણ આ ફેરફારનાં કારણ તપાસવા બેસીએ છીએ ત્યારે કાંઇક નિરાશા થાય છે. ત્યારે આપણને જણાય છે કે આમાંનું ઘણું ખરૂં અનિવાર્ય સંજોગોનું પરિણામ છે ને વસ્તુતઃ આપણે જાતે, જાણી બુજીને, પોતાના ઉમંગથી અને બુદ્ધિપૂર્વક વિચાર કરીને ઘણું થોડુંજ કર્યું છે. આ ઉપરથી એવું અનુમાન નીકળે છે કે આ બધો વખત આપણે બોલ્યા છીએ ઘણું પણ કર્યું છે ઘણું થોડું.

લગ્નની ઉંમર વધી છે ખરી, પણ તે બધું લોકોની સમજણનું પરિણામ નથી. પણ કેળવણી ઉપરાંત વરની યોગ્યતાનું સામાન્ય ધોરણ ઉચું થવાથી કન્યાઓનાં માબાપોને યોગ્ય વર મેળવતાં પડતી મુશ્કેલીનું છે. નાત જાતના ભેદભાવ નરમ પડયા છે તે પણ આગગાડીમાં, નિશાળોમાં, પાઠશાળાઓમાં અને સરકારી નોકરીમાં થતા શંભુમેળાનું પરિણામ છે. પરદેશગમન દિવસે દિવસે વધતું જાય છે, તેનું કારણ પણ આ જમાનાંમાં દેશ પરદેશ વચ્ચે ચાલી રહેલી દારૂણ આર્થિક હરીફાઇ છે.

આ ઉપરથી જણાય છે કે, સંજોગોના બળથી, નહિં કે આપણી ઇચ્છાથી તથા આપણા ખાસ પ્રયત્નથી, આપણે સાંસારિક બંધનોમાંથી છુટા થતા જઇએ છીએ.

તોપણ આપણા સુધારા વધારામાં આપણને નિરૂત્સાહિત કરે એવી બાબતો સંબંધે બહુ વિચાર કરવામાં સાર નથી. તેથી આપણે કરવાનું તે એ કે સંસાર સુધારાનું ખરૂં રહસ્ય સમજી, ભૂતકાળની ભૂલો ધ્યાનમાં રાખી, ભવિષ્યમાં કામ કરવાને તત્પર થવું અને હવે પછી આપણો સુધારો વધારો બુદ્ધિપૂર્વક, આપણી પોતાની ઇચ્છાથી, અને આપણી પૂરી સમજણ અને ખાસ પ્રયત્નથી થાય તેમ કરવું; માત્ર સંજોગોના બળથી ખેંચાયા જવું નહિ.

## પ્રજાકિય ધોરણ.

હવે વધુ બોલતા પહેલાં હાલ થોડા વખતથી લોકોના મનમાં એક બીજો ભ્રમ ભરાયો છે તે સંબંધે હું બે શબ્દ કહીશ. થોડા વખતથી જ્યાં ત્યાં લોકો કહે છે કે સુધારાને ખરો અસરકારક બનાવવો હોય તો તેને પ્રજાકિય ધોરણ ઉપર મૂકવો. આ વિચાર કેવો ભ્રમરૂપ છે તે હું સમજાવીશ.

આ વિચારમાં મોટી ખામી એ છે કે "પ્રજાકિય ધોરણ"ના અનેક અર્થ કરવામાં આવે છે. કેટલાકના મનમાં તેનો અર્થ ઈરિસ્મસ ( ડચ તત્વવેત્તા ) ના અભિપ્રાય મુજબ સાવચેતીથી સુધારો કરવો એવો છે; બીજા તેનો આર્યસમાજ સમજે છે, તેવો અર્થ લે છે; ત્રીજાના મનથી પ્રાચીન સમયની ખામીઓ બાદ કરી, તે વખતનો શુદ્ધ વ્યવહાર પુનઃ તાજો કરવાનો છે; અને કેટલાકને તો તે, સુધારો ન કરવો અને છે તેને વળગી રહેવું એ વિચારોને ઢાંકવા માટે આગળ ધરવાનું બહાનું માત્ર છે.

એ ખરૂં છે કે આપણા દેશની પ્રજાની સ્વાભાવિક ખાસીયતોને અનુકૂળ ધોરણે સુધારો થવો જોઇએ. પણ તેમાં કાંઇ કરવું કે વિચારવું પડે તેમ નથી; તે તો એની મેળેજ થયાં જાય છે. આપણા સંસારનું કેટલુંક સ્વરૂપ એવું છે કે તેથી ગમે તેવા નવિન આચારને દાખલ કરતાં તેમાં ફેરફાર કરી, તેને બંધબેસ્તો કરવોજ પડે. તેથીજ સેંકડો વરસ થયાં આપણા ઉપર પરદેશી રાજ્ય છે તો પણ આપણી કેટલીક ખાસીયતો જેવી ને તેવીજ જળવાઈ રહી છે. એ ખરૂં છે કે વગર વિચારે બીજાનું અનુકરણ કરવું એ સુધારો નથી. તેથી તો કેટલીક વખત મુળની પીડા કરતાં વધારે માઠી સ્થિતિ ઉત્પન્ન થાય છે.

બધી રીતે વિચારી જોતાં માલમ પડે છે કે સુધારાની મુખ્ય ધારણા સામાન્ય પ્રજાની ઉન્નતિ કરવાની છે. તેથી જે કોઇ ફેરફારથી સામાન્ય પ્રજાનું હિત સધાતું હોય તેજ પ્રજાકિય સુધારો છે.

સત્ય કયાંથી શીખીએ છીએ, કે કોણ શીખવે છે, અગર ક્યાંથી લાવીએ છીએ તે જોવાનું નથી. ગમે ત્યાંથી તે આવતું હોય તોપણ તેનાથી પ્રજાને લાભ થતો હોય અને તેના ઉદયમાં સાધનભૂત થતું હોય તો તે પ્રજાકિય છે. પછી તે અર્વાચીન સમયનું હોય કે વૈદિક કાળનું હોય, યૂરોપ

દેશનું હોય કે હિંદુસ્તાનનું હોય તેની આપણે દરકાર કરવાની નથી. આપણો તો ફક્ત તે મેળવવું અને તેનો ઉપયોગ કરવો એજ હેતુ હોવો જોઇએ; પછી જૂના વિચારોને તે અનુકૂળ હો કે ન હો. આપણે તો ફક્ત એકજ ઉદ્દેશ ધ્યાનમાં રાખવાનો, અને તે હિંદી પ્રજાનો ભાવી ઉદય છે. આપણે કાંઈ અત્યારે પ્રાચીન સ્થિતિ તાજી કરવા બેઠા નથી.

તેથી આ બાબતમાં આપણે કેટલીક સાવચેતી રાખવાની જરૂર છે. આપણી પસંદગીમાં ધર્મની મંજુરી કાંઇ ઉપયોગની નથી. પ્રાચીન સમયમાં પવિત્ર મનાતી કેટલીક બાબતો ઘણી વખત ઉમદા હોય છે; પરંતુ ઘણી વખતતો આપણે પ્રાચીન સિદ્ધાંતોનો ઉંધો અર્થ કરીએ છીએ અને તેનું રહસ્ય બરોબર સમજી શકતા નથી. તેથી વર્તમાનમાં આપણી જરૂરીઆતો સંબંધે, આપણે, આપણી સાધારણ સમજને આધારે નિર્ણય કરીએ અને આપણી તર્કબુદ્ધિવડે પ્રાચીન અનુભવ અને નવિન જ્ઞાનની વચ્ચે વિવેક કરી, જે વધારે સારૂં લાગે તે સ્વીકારીએ તોજ સારૂં પરિણામ આવે.

આપણે હાલના જમાનામાં કામ કરવાનું છે–સાધારણ સમજને અનુસરીને વ્યવહારિક યોજનાઓ ઉપાડવાની છે. અમુક સુધારો પ્રાચીન ધાર્મિક ગ્રંથો તથા વિચારોને અનુકૂળ છે કે નહિ એવી એવી ચર્ચાઓ કર્યા કરવાથી કાંઈ લાભ નથી.

### સંસાર સુધારો–તેના હેતુઓ.

વારંવાર પૂછવામાં આવે છે કે, સંસાર સુધારાની શી જરૂર છે? હું કબુલ કરૂં છું કે કોઇ પણ સમાજના રીતિ રિવાજો સામટી રીતે લેતાં તદ્દન ખરાબ હોય નહિ; દરેક સમાજમાં સારૂં અને ખોટું બન્ને મિશ્રિત હોય. તેવીજ રીતે આપણા સંસારમાં સારૂં ખોટું બન્ને છે. ફક્ત ખોટું વધારે નજરે આવે છે એટલુંજ. વળી આપણામાં કેટલાક માઠા રિવાજો ફક્ત અમુક વિભાગોમાંજ છે, બધે સામાન્ય નથી. દાખલા તરીકે બંગાળામાં કુલિનપણાના નામથી ચાલતો ભ્રષ્ટાચાર સઘળે નથી. તેમ પડદાનો રિવાજ પણ દેશના અમુક વિભાગોમાંજ છે. કેટલીક વખત આપણે યૂરોપિઅન લોકોની ટીકાને બહુ વજન આપીએ છીએ, પણ તેમ થવું ન જોઇએ. કારણકે યૂરોપિઅન લોકોને આપણા સંસારની વાસ્તવિક સ્થિતિની પૂરી માહીતિ હોતી નથી. તેઓ તો એક સ્થળે જોયું તે સઘળી જગ્યાએ

સામાન્ય હશે એમ માનવાને દોરાય છે. તેથી તેઓ ઘણી વખત એવું સમજે છે કે, યૂરોપિઅન સંસારની પેઠે આપણામાં પણ લગ્નનો સમય તેજ સંયોગનો સમય છે, અને સઘળે પડદાનો રિવાજ એક સરખો સખ્ત છે.

બીજી એક સાવચેતી રાખવાની છે તે એ કે ફક્ત સુધારાની ખાતરજ સુધારો કરવાને દોરાવું જોઇએ નહિ. દાખલા તરીકે તાયફા અને ગણિકાનાચ વાસ્તવિક રીતે ધરાય છે તેટલા હાનિકારક નથી. તેની સામેની હીલચાલ એટલી બધી ઉપયોગી નથી ને તેમાં આપણે નિષ્કારણ તાપસી વૃત્તિ બતાવીએ છીએ. પણ તેવા નાચ કાઢી નાંખવાથી એક નિર્દોષ આનંદનું સાધન આપણે ખોઇશું. આથી મારૂં કહેવું એવું નથી કે જે અત્યારે ખરાબ છે તેને સુધારીને સારી સ્થિતિમાં મૂકવું નહિ. તેમાં બગાડો થયો હોય તો અવશ્ય તેને સુધારવું જોઇએ. મારૂં કહેવું તો ફક્ત એટલુંજ છે કે આમ સુધારવાને બદલે, આપણી પાસે હાલ જે થોડાં આનંદનાં સાધન છે તે તદન કાઢી નાંખવાથી લાભ નથી.

ત્યારે સામાજીક પરિષદના હેતુ કયા અને કયી કયી બાબતોમાં સુધારાની જરૂર છે તેનો નિર્ણય કરીએ. મારા ધારવા પ્રમાણે તો નીચે જણાવ્યા પ્રમાણે સામાજીક સુધારાની બાબતો છેઃ—

૧. સ્ત્રી કેળવણી.
૨. બાળલગ્ન નિષેધ.
૩, વિધવાપુનર્લગ્ન.
૪. જ્ઞાતિબંધનનો નિષેધ.
૫. બહુ સ્ત્રીઓ પરણવાનો રિવાજ બંધ પાડવો.
૬. જ્ઞાતિના પેટા વિભાગો વચ્ચે લગ્નવ્યવહાર.
૭. પરદેશ ગંમન સંબંધે છુટ.
૮. કહેવાતી હલકી કોમોની ઉન્નતિ.
૯. મિત વ્યવહાર.
૧૦. જાહેર સંસ્થાઓનો યોગ્ય વહિવટ.

આ યાદી તપાસતાં જણાશે કે તેને બે મોટા વિભાગોમાં વહેંચી નંખાયઃ (૧) જ્ઞાતિબંધનથી ઉભી થતી હરકતો અને (૨) સમાજમાં સ્ત્રીઓના મોભાને લગતી હરકતો. એટલે જ્ઞાતિબંધન અને સ્ત્રીઓનો મોભો

આ બે સવાલો સંબંધે આપણે વિચાર કરવાનું રહ્યું. આ બે બાબતોનું આપણે બરાબર નિરાકરણ કરીએ તો યાદીમાંની બાબતોમાંની ઘણીખરીનું નિરાકરણ આપો આપ થઈ જશે.

ત્યારે આપણે આ બે બાબતો સંબંધે કેવે રસ્તે કામ લેવું તેનો વિચાર કરીએ. મને તો તેના બે રસ્તા સમજાય છે: એક કાયદો અને બીજો સમજુત. આ બેમાં વધારે સાદો અને જલદી અસર કરે એવો કાયદાનો રસ્તો છે. પરંતુ કાયદો અમુક બદીઓનેજ લાગુ પાડી શકાય, તેનાથી સઘળી પીડા ટળે નહિ, તેમ તેની અસર કાયમની અને ઝાઝી ઉંડી ગણાય નહિ. પરંતુ યૂરોપમાં કેટલાક દેશોના લોકોને, લોકો જાતે આવા સુધારા કરે તે કરતાં સરકારની દરમિયાનગીરીથી થાય તે વધારે પસંદ છે; તેમ કેટલીક રીતે આપણા સ્વભાવને પણ કાયદાનો રસ્તો વધારે અનુકૂળ છે. પરંતુ આપણી ખામી એ છે કે આપણે જાતે કાંઇ કરતા નથી અને સરકાર જ્યારે તે કામ હાથમાં લે છે ત્યારે તે વિરૂદ્ધ અવાજ ઉઠાવવાને તૈયાર થઇએ છીએ. આમ છતાં, પોતાની મુશ્કેલી ભરેલી સ્થિતિ અને મૂળથી યોગ્ય કારણોને લીધે સ્વીકારેલી સાવચેતીવાળી રાજનીતિ છતાં, બ્રિટિશ સરકારે આપણા કેટલાક જંગલી રિવાજોને દાબી દેવાનું જે હિંમતવાળું પગલું લીધું છે તે માટે તે નામદારના આપણે આભારી છીએ. આપણે ઇચ્છીશું કે હજી પણ તે સંબંધે, તે કાંઇક વધારે કરે.

દેશી રાજ્યોના કાર્યનું ક્ષેત્ર કેટલીક બાબતોમાં ઘણું સાંકડું છે તોપણ તે ધારે તો ઘણું ઉપયોગી કામ બજાવી શકે, અને સ્થળે સ્થળે ઉપયોગી હિલચાલનાં મધ્યબિંદુઓ થઇ, આપણા સમાજના સુધારા વધારામાં મોટી મદદ કરી શકે. બની શકે ત્યાં સુધી તો સમાજની સુધારણામાં બ્રિટિશ સરકાર કરતાં તેમણે પાછળ પડવું નહિજ જોઇએ. જે દેશી રાજ્ય પોતાના રાજ્ય કારોબારને ઉદાર ધોરણપર મૂકી, તેને સંપૂર્ણ રીતે વ્યવસ્થિત કરે છે તેનાથી સંસાર સુધારાને મોટી સહાય થાય છે આ બાબતમાં આગળી આગળ થઇ ગએલા જે દેશી રાજાઓએ પોતાના ઉત્તમ દાખલાથી સુધારા વધારાના વહેણને મજબુત કર્યું છે તેમને હું માન સાથે યાદ કરૂં છું. આ દાખલાઓ નજર આગળ રાખીને ઉછરતો જમાનો પોતે સુધરવાનો પ્રયત્ન કરે છે તે સારૂં છે. દેશી રાજાઓ જો વખતો વખત એકઠા થઇ, સા-

માન્ય હિતના સાંસારિક સવાલો સંબંધે એક બીજાના વિચારો જાણવાની ગોઠવણ કરે તો ઘણો લાભ થાય.

પરંતુ આપણે યાદ રાખવાનું છે કે જે મોટા અનર્થોનું મૂળ સમાજના અવ્યવસ્થિત થયેલા બંધારણમાં છે તેના ઉપર કાયદાની કાંઇ અસર થશે નહિ. તેને માટે તો કેળવણીનો જ્હોળો ફેલાવો થવો જોઇએ. કેળવાએલા અને બુદ્ધિવાન માણસોએ તે સંબંધે લોકોને સમજાવવાનો પ્રયાસ કરવો જોઇએ કે જેથી લોકોની આંખ ઉઘડે અને તેઓ જાતે સુધરવાનો અને આગળ વધવાનો નિશ્ચય કરે આટલું આપણે કરી શકીએ તો જે જુદી જુદી બાબત સંબંધે આપણે ચર્ચા ચલાવીએ છીએ તે સંબંધે આ પોઆપ સુધારો થઈ જશે. પણ આ બધી હીલચાલો, સમાજમાં સર્વત્ર અને ખરા આગ્રહથી થવી જોઇએ. વળી એવું સઘળા લોકોનું સમજતા થવું અને પોતાની મેળે સુધારાને સ્વીકારવું એ એટલું મુશ્કેલ છે કે તેમ થતાં ઘણો વખત વહી જશે તેથી જે વ્યવહારિક સુધારાને માટે જુદા જુદા પ્રયત્નો આપણે હાલ કરી શકીએ એમ હોય તે બેલાશક કરવા.

## જ્ઞાતિબંધન.

હવે આપણા બે મોટા સવાલો જ્ઞાતિબંધન અને સ્ત્રીઓનો મોભો તે સંબંધે જરા ઉંડા ઉતરીને તપાસ કરીએ ન તેમનું હાલનું સ્વરૂપ કેવું છે, તેનાંથી સમાજને કેટલી કેટલી હાનિ છે, અને તે કુદરતની વાસ્તવિક સ્થિતિથી કેટલું વિરૂદ્ધ છે તે તપાસીએ.

જ્ઞાતિબંધનની માઠી અસરો સમાજમાં જ્યાં ત્યાં પ્રત્યક્ષ થાય છે. અર્થ વગરના નાના નાના સંખ્યાબંધ ધારાઓ અને કાંઇ જીવ વગરની ક્રિયાઓથી જ્ઞાતિબંધન માણસના સ્વતંત્ર વિકાસપર મોટો અંકુશ મૂકે છે. માણસના કુટુંબ સંબંધમાં, તેના લગ્નકાર્યમાં, તેનાં છોકરાંની કેળવણીમાં અને ખાસ કરીને તેનાં જીદગીનાં કાર્યોમાં, જ્યાં ત્યાં તેનાપર તેથી અંકુશ પડે છે. તેણે અમુક ધંધોજ કરવો જોઇએ, એવું બંધન તેનાપર લાગુ કરી, તેને પશ્ચિમ તરફની વિદ્યાનો અભ્યાસ કરતાં અટકાવી તથા તેને તેનાં પોતાનાં જ્ઞાન અને ઉપયોગિતાનો ખોટો અને વધારે પડતો ખ્યાલ આપી, તે દેશની આર્થિક સ્થિતિને નુકસાન કરે છે. તેનામાં અવિશ્વાસ, દગલબાજી તથા અદેખાઇ વધારીને તથા બીજાની બુદ્ધિનો છુટથી ઉપયોગ કરતાં તેને અટકાવીને

તેના ધંધાની ખીલવણીમાં જ્ઞાતિબંધન હરકત નાંખે છે. વળી માણસોના સાંસારિક સમાગમોના હદ સંકડાવીને, તે લોકોને અમુક અમુક જથાઓમાં એવી રીતે વહેંચી નાંખે છે કે તેમની વચ્ચે કદી પણ સમાગમનો પ્રસંગ આવતો નથી. તેથી જે બુદ્ધિના વિકાસપર હરકોઈ પ્રજાની સમૃદ્ધિનો આધાર છે, તેનો પુરો વિકાસ થતો નથી અને પરિણામે માણસનું જીવન માલ વગરનું બને છે. આ તો એક વ્યક્તિનું કહ્યું; પણ તેથી બહોળા વિસ્તારપર જઇએ, તો સ્થાનિક અને મ્યુનિસીપાલ કારોબારમાં, સ્થાનિક પ્રજાના સામાન્ય હિતને માટે જે લાગણી જોઇએ તે જ્ઞાતિબંધનને લીધે ઉત્પન્ન થતી નથી. તેથી કરીને લોકોમાં સઘળા સમગ્ર વસ્તીના હિતને નુકસાન કરીને પણ પોત પોતાની જ્ઞાતિનું હિત કરવાની એટલી વૃત્તિ રહે છે કે સામાન્ય પ્રજાના હિતને માટે જે એકત્ર પ્રયાસ થવો જોઇએ તે થતો નથી. જ્ઞાતિબંધનની સૌથી માઠી અસર તો સમગ્ર પ્રજાના જીવન અને ઐક્ય ઉપર થાય છે. તેનાથી સ્થાનિક કજીયા કંકાસ ઘણા વધે છે, જ્ઞાતિઓ જ્ઞાતિઓ વચ્ચે પોત પોતાના લાભને સારૂ હુંસાતુંસી થાય છે અને તેથી સમગ્ર પ્રજાનું હિત કે જેમાં સઘળી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓનો હિસ્સો છે તેપર કોઈનું લક્ષ્ય રહેતું નથી, અને આખો દેશ આથી છિન્નભિન્ન થઇ પશ્ચિમના સુધારાના સંબંધથી જે લાભ લેવો જોઇએ તે લઇ શકતો નથી. વળી ફકત જન્મનાજ કારણથી અમુક નાતોમાં અવતરેલા આપણા મનુષ્યબંધુઓને આપણે હલકા ગણીએ છીએ અને તેમને આપણા ભાઇઓ ગણી, આપણા સરખા ગણવા જેટલો આપણામાં મનુષ્યભાવ રહેતો નથી. યૂરોપિયન સંસારમાં જે ઉદાર લાગણીઓથી લોકો પરસ્પરના સુધારામાં મદદ કરે છે, તેવી લાગણીઓ જ્ઞાતિબંધનથી આપણામાં ખીલી શકતી નથી. તેથી કરીને આપણી જુદી જુદી જ્ઞાતિઓમાં રહેલા બુદ્ધિ સામર્થ્યની પુરે પુરી ખીલવણી થતી નથી. આપણું ઘણું બુદ્ધિ તથા હૃદયબળ અફળ જાય છે. વળી તે, ચાલુ સ્થિતિ કાયમ રાખવાની વૃત્તિવાળાઓને, મોટી ઓથરૂપ છે અને સઘળા સુધારા વધારાનું અડગપણે શત્રુકાર્ય કરે છે. જ્ઞાતિબંધનનાજ હથીઆર વડે સમાજના ઉદય માટે પ્રયાસ કરનારા સુધારકોને લોકોએ સમાજ ભ્રષ્ટ કરેલા છે, તેની સખ્તાઈથી તો તે અજ્ઞાનના પરિણામરૂપ વહેમોના મોટા કિલ્લારૂપ થઈ પડયું છે. તેથી કુદરત,

વખતના બદલાવાથી જે જે ફેરફારો આપણા ઉપર નાંખે છે અને તે કરવા માટે આપણને સરળતા કરી આપે છે તે સ્વીકારવાનો બિલકુલ અધિકાશ રહેતો નથી.

## જ્ઞાતિબંધનનો ઇતિહાસ.

આપણા જૂના ઇતિહાસમાં જ્ઞાતિબંધનનું મૂળ ખોળવાનો યત્ન કરીએ છીએ તો એક મોટી બાબત તરત આપણી નજરે પડે છે. તે એ છે કે હાલ જ્ઞાતિઓનું જે વિચિત્ર અને અર્થ વગરનું સ્વરૂપ જોઇએ છીએ તેવું બંધન પહેલાં કોઇ પણ વખતે નહોતું. તે વખતે સમાજ આવો છિન્નભિન્ન નહિ પણ એકત્ર અને વધારે ઉત્સાહપૂર્ણ હતો. જ્ઞાતિબંધનથી તે વખતે જીંદગીનાં સ્વતંત્ર કાર્યોમાં અને લોકોના પરસ્પર સમાગમમાં હરકત નડતી નહોતી. તે વખતે બંધન તદ્દન સ્વાભાવિક અને સમાજની વ્યવહારિક જરૂરીયાતોને તદ્દન અનુકૂળ હતું.

વેદના સમયનો ઇતિહાસ તપાસતાં તે વખતે જ્ઞાતિની હયાતી પણ જણાતી નથી. તે વખતે સમાજ એટલો સાદો હતો કે આવા વર્ગીકરણની જરૂરજ નહોતી. અધળો સમાજ તે વખતે એકત્ર અને ઉત્સાહી હતો. પણ પછી ધીમે ધીમે જ્ઞાતિબંધન વધતું ચાલ્યું અને વખત જતાં મૂળ સ્વરૂપ બગડતું ગયું. પછીના સમયમાં એટલે મહાભારત અને રામાયણાદિ વિરરસ કાવ્યોમાં વર્ણવેલા ઇતિહાસના સમયમાં જ્ઞાતિબંધન સાદું અને વ્યવહારિક જરૂરીઆતોને અનુકૂળ હતું. તે વખતે તેનો ઉદ્દેશ લોકોના ચાર સ્વાભાવિક વિભાગો બતવવાનોજ માત્ર હતો. તે વખતે એક બીજી જ્ઞાતિ વચ્ચે એટલો બધો ભેદભાવ નહોતો કે પરસ્પર વ્યવહારમાં ખલેલ આવે. નીચ કે ઉચ્ચ વર્ગની કન્યાઓ સાથેનાં લગ્નો જેને અનુલોમ અને પ્રતિલોમ લગ્નો કહે છે તે આ વખતે થતાં હતાં. ત્યાર પછીના સમયમાં લોકોની બુદ્ધિ પુર બહારમાં ખીલેલી હતી; તોપણ તે વખતે જ્ઞાતિબંધને સ્હેજ સ્હેજ હલકું સ્વરૂપ લેવા માંડ્યું હતું તે વખતથી જ્ઞાતિનું પહેલાંનું સરળ સ્વરૂપ બદલાઇને વધારે સખ્ત બન્યું. એક બીજી જ્ઞાતિ વચ્ચે કલહ થવા માંડયા, ક્ષત્રિય કોમે તેના ઉચ્ચ કર્તવ્યમાંથી ભ્રષ્ટ થઈ સત્તા ખોવા માંડી અને બ્રાહ્મણો ધર્મભ્રષ્ટ થવા લાગ્યા. જો કે આની ખરાબ અસરો એકદમ સમજાઈ નહિ તો પણ સમાજનું બંધારણ તે વખતથીજ

શિથિલ થયું; જ્ઞાતિબંધનની સરળતા જતી રહી; પેટા વિભાગો પડવા લાગ્યા અને પછીના વખતોમાં સમાજની અવ્યવસ્થા ઝપાટાબંધ વધવા લાગી.

જ્ઞાતિબંધન, સમાજની વ્યવસ્થામાં, એક ઉપયોગી સાધન થવાને બદલે હાનિકારક નીવડ્યું હતું, તે બુદ્ધધર્મે તેની સામે ઉઠાવેલા બંડ ઉપરથી જણાય છે બુદ્ધધર્મનો પ્રયાસ જેમ અર્થવગરની ધાર્મિક ક્રિયાઓ સામે હતે તેમ જ્ઞાતિબંધન વિરૂદ્ધ પણ હતો ગૌતમ બુદ્ધ જાતે હિંદુ હતા અને જો જ્ઞાતિબંધનથી લાભજ હોત તો તેઓ તેનો નિષેધ કરત નહિ અને આ બધું છતાં, પ્રજા જો કે હયાત રહી તોપણ તેનાથી સમાજમાં એટલી નબળાઇ અને કુસંપ પેઠો હતો કે પરદેશી હુમલા સામે તે ટકી શકી નહિ.

ત્યાર પછીના અવ્યવસ્થાવાળા સમયમાં, જ્ઞાતિ, એક પ્રાચીન સમયથી ચાલી આવેલી સંસ્થા મનાઈ ને તેને ઝળકતા પ્રાચીન સમય સાથે પોતાને જોડનારૂં સાધન માની તેના ઉપર લોકો રીઝા થવા લાગ્યા. પછી બ્રાહ્મણ ધર્મના પુનઃ ઉદયનો સમય આવ્યો તેમાં અર્થ વગરના પેટા વિભાગો પડવા લાગ્યા. પછી ધીમે ધીમે તે, મુસલમાનોની ચઢાઈ અગાઉના અંધાધુંધીના સમયમાં વધતા ગયા, તે આખરે મુસલમાની સમયમાં પ્રજાના રક્ષણના એક સાધન તરીકે મનાઇ, એટલાં વધ્યા કે હાલના વખતમાં આપણા સમાજને આવી છિન્નભિન્ન અને માલ વગરની અવસ્થામાં આવી પડેલો આપણે જોઇએ છીએ.

## મરાઠાઓના ઇતિહાસમાં જ્ઞાતિબંધન.

જ્ઞાતિબંધનનાં કેટલાંક નુકસાન, મહારાષ્ટ્રનો ઇતિહાસ તપાસતાં સારી રીતે સમજાય છે. તેથી અત્રે તે સબંધે થોડુંક બોલીશ. જ્ઞાતિબંધનથી સુધારકો ઉપર કેટલો જુલમ ગુજરે છે તે તુકારામ અને ચોખામેલા જેવા હલકી વર્ણના સાધુઓ ઉપર તેમજ ઉદાર હૃદયના એકનાથ જેવા બ્રાહ્મણ ઉપર ભાટ અને ભિક્ષુક લોકો જેવા અજ્ઞાન લોકોએ પણ ગુજારેલો જુલમ બતાવી આપે છે. મહાન શંકરાચાર્યને પણ જ્ઞાતિભ્રષ્ટ થવાનો વખત આવ્યો હતો. તે પરથી સમજાય છે કે જુના વખતથીજ બ્રાહ્મણ લોકોના અજ્ઞાનથી સુધારકોને મહાન હરકત નડતી હતી. જો જ્ઞાતિબંધન

દૂર થાય અને બ્રાહ્મણોનું અજ્ઞાન મટે તો સુધારાનો માર્ગ ઘણો સરળ થાય. જ્ઞાતિબંધનથી માણસોનાં હૃદય કેટલાં કઠોર થાય છે તેનો મોટો દાખલો પેશ્વાના રાજ્ય વખતે મહાર (ઢેડ) લોકો ઉપર ગુજરતો જુલમ છે. તે વખતે રસ્તામાં ઉંચી જ્ઞાતિનો કોઇ પણ માણસ સામો મળે તો પોતાનો પડછાયો તે માણસને અડે નહિ માટે મહારને જમીન ઉપર બેસી જવું પડતું હતું. વળી એવું કહેવાય છે કે મહાર લોકોને જમીનપર થુંકવાની પણ મના હતી ને થુંકવા માટે તેમને, ગળે માટીનું વાસણ બાંધવું પડતું હતું. તો પણ આ બધું પેશ્વાના રાજ્ય વખતેજ હતું. મરાઠાઓની ચઢતીના વખતમાં તેમ નહોતું. તે વખતે તો મરાઠા, બ્રાહ્મણ અને પ્રભુ સઘળા સામાન્ય હિતને માટે એકઠા મળીને કામ કરતા; બધાંને એક સાથે મળીને લડવાનું હોવાથી ઉંચી જ્ઞાતિવાળાઓને મહાર, કોળી વગેરે હલકી વર્ણના લોકોનો સ્પર્શ ખમવો પડતો; હિંદુઓ મુસલમાનોને હાથે પાણી પીતા અને મુસલમાનના પીરોને પોતાના દેવ તરીકે માની ઘરમાં તેમની પૂજા કરતા. આ ઉપરથી રાજકિય હીલચાલ તથા સુધારા વધારાથી થતી સમાજ ઉપરની શુભ અસર સમજાય છે. પણ પછી સલાહ શાંતિનો સમય આવ્યો ત્યારે સ્થિતિ ફરી ગઈ; જ્ઞાતિ સંબંધી વિચારો તાજા થયા; કોકણુસ્થ અને દેશસ્થ વચ્ચે કલહ ચાલ્યા; શણવી અને પ્રભુ વચ્ચે ધાર્મિક ક્રિયાઓ તથા ઉચ્ચ નિચતા સબંધે તકરારો ચાલી; અને મરાઠા, પ્રભુ તથા બ્રાહ્મણો વચ્ચે અદેખાઇ અને કંકાસ ચાલી રહ્યા. આના અનેક પૂરાવા આપણા અર્વાચીન ઇતિહાસમાં મોજુદ છે.

## શું કરવું ?

હવે આ સામાજીક પિડા ટાળવાને આપણે શું કરવું તેનો વિચાર કરીએ. એમાં તો શક જ નથી કે એક વખતે જે નિર્દોષ અને લાભકારક સંસ્થા હતી તેનું આ ફેરવાઇને ખરાબ સ્વરૂપમાં આવેલું ખોખું છે. પહેલાંનું તેનું ઉમદા સ્વરૂપ હાલ એટલું બદલાઇ ગયું છે કે તેને ભવિષ્યમાં જાળવી રાખવાની ઇચ્છા કરવી તે હાનિકારક છે. સાધારણ સમજથી વિચાર કરતાં તો તે આવા અર્થ વગરના સ્વરૂપમાં હજી ટકી રહે છે એજ નવાઈ જેવું લાગે છે. તેથી તેને નાબુદ કરવું એજ આપણી છેવટની ધારણા હોવી જોઇએ. તમે અત્યારે એકદમ એમ ન કરી શકો એમ હો તો હિં-

મતથી લોકોની આગળ જાહેર કરો કે તમારી આખરની ધારણા તેમ કરવાની છે. ને તે ધારણા પુરી થાય ત્યાં સુધી, બિલકુલ ન થાય તે કરતાં કાંઈક થાય તે પણ ઠીક એમ ગણી, તેનાં કેટલાંક નાનાં નાનાં બાહ્ય સ્વરૂપો, જેનાથી આપણને દરરોજ મોટી હરકત નડે છે તે નાબુદ કરવાનો, સામાજીક સમાગમ વધારવાનો, અને જ્ઞાતિઓના પેટા વિભાગો વચ્ચે જમણ તથા લગ્ન વહેવાર શરૂ કરવાનો પ્રયત્ન કરવો. આટલું આપણે કરી શકીશું તોપણ ઘણીક અર્થ વગરની ભિન્નતા અને અગવડો દૂર થશે, ઐક્ય વધશે અને કેટલાક ઉપયોગી સુધારા દાખલ કરવાનું સરળ થશે.

તોપણ તમે એમ ધારતા નહિ કે જ્ઞાતિનું બાહ્ય સ્વરૂપ થોડે કે ઘણે અંશે નાબુદ કર્યું, તેથી તમારી પીડાઓનો અંત આવશે. કારણકે આપણામાંના ઘણાક જ્ઞાતિબંધનને વખોડે છે, પણ પોતાના મનમાંથી તેવો ભેદભાવ દૂર કરી શકતા નથી પોતે પ્રાચીન આર્ય પ્રજાના વંશજો છે એમ બતાવવાને ઘણા જણ વસ્તી પત્રકમાં પોતાની ક્ષત્રિય અગર બ્રાહ્મણ તરીકે નોંધ કરાવે છે અને તેવી જ્ઞાતમાં હોવાનો મનથી અહંકાર માને છે. આ ઉપરથી જણાશે કે વસ્તીગણત્રીના રીપોર્ટ જેવી નિર્દોષ બાબત પણ જ્ઞાતિબંધનને લીધે લોકોના મનમાં ભિન્નતાનો વિચાર જાગૃત કર છે. આ મનમાં રહેલા જ્ઞાતિ સંબંધી ભેદભાવનું પરિણામ છે, તેથી જો તમે મનથી પણ જ્ઞાતિભેદનો વિચાર દૂર કરશો નહિ તો જ્ઞાતિનું બાહ્ય સ્વરૂપ રદ કરવાથી કાંઇ પણ લાભ નથી.

## સ્ત્રીઓનો મોભો.

સ્ત્રીઓની સ્થિતિને લગતા અનેક જાણીતા સવાલો સંબંધે મારે અત્રે વિસ્તારથી બોલવાની જરૂર નથી. અત્યારે હું એટલુંજ બતાવીશ કે તે બધી બાબતો વિરૂદ્ધ જે મોટા વાંધો આપણે રજુ કરવાનો છે એ-નાથી સામાજીક વ્યવસ્થામાં આવતી ખામી છે.

ઘણા કાળથી આપણા દેશમાં બાળલગ્ન થતાં આવ્યાં છે, પણ તે સઘળો વખત સંયોગ તો મોટી ઉમરેજ થતો. પણ હવે તો લગ્નની સાથેજ સંયોગ થાય છે. તેથી બાળલગ્નનું પરિણામ સ્ત્રીઓમાં રોગની અને મરણની વૃદ્ધિમાં આવવાનું; સમસ્ત પ્રજાની શારીરિક સંપત્તિને હાનિ પ-

હોંચવાની અને બાળકોનાં મરણુની સંખ્યા વધી જવાની. સ્ત્રીઓની કેળવણીના સંબંધમાં તેથી જે હરકત નડે છે તેની તો વાતજ કરવાની નથી.

પડદાના સખ્ત રિવાજથી સ્ત્રી પુરૂષોના સમાગમમાં હરકત આવે છે, તેથી સ્ત્રીઓની ઉત્સાહક અસરનો લાભ પુરૂષોને મળતો નથી અને સામાજીકજીવન નિરસ થાય છે.

સ્ત્રીકેળવણી વિના પ્રજાનું અરધું બુદ્ધિ તથા હૃદયબળ અફળ જાય છે. છોકરાંને કેળવાએલી માતાઓનો લાભ મળતો નથી, અને સ્ત્રીઓની શક્તિઓ દબાઇ રહેવાથી પાછલા જમાનાઓને નુકસાન પહોંચે છે. વળી તેથી ઘરસંસારમાં બુદ્ધિસંબંધી મોટી ભિન્નતા ઉત્પન્ન થાય છે; અને બીનકેળવાએલી સ્ત્રીઓના, ગમે તેવા અર્થ વગરના અને હાનિકારક જૂના રીત રિવાજોને વળગી રહેવાના વલણથી આપણા સુધારા વધારા ઉપર ભારે અટકાવ પડે છે.

અનેક સ્ત્રી પરણવાનો રિવાજ અને વિધવા પુનર્વિવાહનો પ્રતિરોધ એ બન્ને સાથેજ આપણા સંસારમાં છે, તે સમાજની ગેરવ્યવસ્થા બતાવે છે. એક રિવાજ પુરૂષોના નૈતિક વર્તનમાં અઘટિત છૂટ મૂકે છે, ત્યારે બીજાથી ન પાળી શકાય એવી ઉચ્ચ નૈતિક વર્તણુકની સ્ત્રીઓ પાસેથી આશા રખાય છે. ને આ અશકય ધોરણને અમલમાં મૂકતાં આપણે મનુષ્ય ભાવ, સ્નેહ તથા દયા એ સઘળું વીસરીએ છીએ. વિધવાઓ ઉપર અઘટિત સખ્તાઇ ગુજારીએ છીએ; તથા તેમના સૌંદર્ય અને સુખનો નાશ કરી તેમના સ્વતંત્ર વિકાસ ઉપર મોટો અંકુશ મૂકીએ છીએ. તોપણુ જે અશકય છે તે શકય થતું નથી, અને કુદરતના નિયમોને બળાત્કારે અટકાવવા જતાં, તે, આપણા પર પૂરતું વેર લે છે. કેમકે ગમે તેવી સખ્તાઇ છતાં, તથા વિધવાઓ ઉપર ગમે તેવો કાબુ રાખવા છતાં, તેઓમાં સાધારણ નૈતિક ધોરણુ પણ જાળવી શકાતું નથી.

તેથી આ બધા અત્યાચાર વિરૂદ્ધ આપણે અવાજ ઉઠાવીએ છીએ તે વાજબીજ છે, અને તેમને નાબુદ કરવાનો પ્રયાસ ચાલુ રાખવો જોઇએ.

આ બધા અત્યાચારોનું આપણે કારણ ખોળીએ તો તે, સ્ત્રીઓ સંબંધે અને સ્ત્રી પુરૂષ બન્નેના સંબંધ સંબંધે માણસોના મનમાં ભરાએલા હલકા વિચારોનું માલમ પડશે. વેદના સમયમાં સ્ત્રીઓની હાલત કેવી હ-

તી તે સંબંધી પુરતી માહીતિ મળતી નથી; તોપણ જે મળી આવે છે તે ઉપરથી સમજાય છે કે તે વખતે સ્ત્રીઓ સારી સ્વતંત્રતા ભોગવતી હતી અને સમાજમાં તેમનું સારૂં સન્માન થતું હતું. તેવીજ સ્થિતિ જુના વખતની દરેક આર્ય જાતોની સમાજોમાં હતી. આગળ ચાલતાં, વિરરસ કાવ્યોના વખતનો અને ત્યાર પછીના સમયનો આપણને પુરતો હેવાલ મળ્યો છે. હાલની યૂરોપિઅન સ્ત્રીઓની છુટ કરતાં કાંઇક અંશે જો કે તે વખતે સ્ત્રીઓને છુટ કમી હતી, તોપણ તેમને વાજબી છુટ મળતી. તેઓને જુદા જુદા નાજુક હુન્નરો શીખવવામાં આવતા અને પુરતી કેળવણી અપાતી. કેટલીક સ્ત્રીઓ તો શાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી નામાંકિત થઇ હતી. તેઓને વફાદાર અને કર્ત્તવ્યશિળ પત્નીઓ થવા માટેનું તથા સંસાર વ્યવવારનું જ્ઞાન અપાતું. તેથી વસ્તુતઃ તે વખતની સ્ત્રીઓનો મોભો હલકો નહોતો, અને સ્ત્રીધન આદિને લગતા ધારાઓમાં તો ૧૮૭૦ ની સાલમાં ઇંગ્લાંડની સ્ત્રીઓ જે હકો ભોગવતી હતી તે કરતાં તે વખતે આપણી સ્ત્રીઓ વધારે સારી સ્થિતિમાં હતી. સને ૧૮૭૮ માં ઇંગ્લાંડમાં સ્ત્રીઓના હકને લગતા જે ધારાઓ થયા તેમાં સમાએલા ઉમદા વિચારો, એટલા જુના કાળમાં પણ મિતાક્ષરના લેખકના મનમાં હતા ને તેનો વિચાર વારસાના સંબંધમાં સ્ત્રી પુરૂષોને સરખી સ્થિતિમાં મૂકવાનો હતો.

બુદ્ધધર્મના સમયમાં ફેરફારની પહેલી નીશાનીઓ આપણે જોઇએ છીએ. તે વખતે સામાન્ય રીતે સ્ત્રીઓને વેદ ભણવાનો અધિકાર નહોતો. તોપણ બુદ્ધધર્મમાં તો ધર્મની બાબતોમાં સ્ત્રી પુરૂષોને સમાન ગણેલાં હતાં. વળી કેટલીક સ્ત્રીઓ વેદ પણ ભણતી. મનુ અને બીજા ધર્મશાસ્ત્રકારોના ગ્રંથોમાં સ્ત્રીઓને માટે બહુ માનના ઉદ્દ્ગારો છે; પરંતુ સાથે સાથે સ્ત્રી વર્ગ માટે હલકા વિચારો મિશ્રિત થયા છે. આ વખત સુધી લોકો, સ્ત્રીને, સંસારની વિકટ યાત્રામાં એક સાથી તરીકે ગણતા, પણ હવે તે વિચાર બદલાઇને જરા સખ્ત થયો. દુનિયામાં, સામાન્ય સ્ત્રીઓમાં, જે અશક્ય મનાય, તેવા ઉચ્ચ નૈતિક વૃર્તનની, સઘળી સ્ત્રીઓ પાસેથી, લોકો આશા રાખવા લાગ્યા. દરેક સ્ત્રીએ, તેના પતિ પ્રત્યે, 'સીતાના જેવી વફાદાર અને પ્રેમાળ થવું જોઇએ એ વિચાર સામાન્ય બન્યો. વળી આ વખતથી ઓઝલનો રિવાજ જરા સખત થયો અને વિધવા પુનર્વિવાહ

લોકો નાપસંદ કરવા લાગ્યા. તોપણ એકંદરે તે સમયમાં સ્ત્રીઓની સ્થિતિ સારી હતી. તેમને સાધારણ કેળવણી મળતી અને ઘર સંસારમાં તેમનું માન હતું.

અજ્ઞાનથી અને પરદેશી રાજ્યોની ચઢાઇઓથી સમાજ છિન્નભિન્ન થતો હતો તેવા અંધાધુંધીના વખતમાં સમાજની વ્યવસ્થામાં ઘણો ફેરફાર થયો. સ્ત્રીની વફાદારી અને ચારિત્ર્ય સંબંધી વિચારો, હદપાર સખ્ત થયા ને તે પ્રમાણે રિવાજોમાં પણ ફેરફાર થયા. સતી થવાનો રિવાજ, વિધવા-પુનર્વિવાહનો પ્રતિબંધ, બાળલગ્ન અને બીજા કેટલાક અનર્થકારક રિવાજો આ સમયથી આપણા સમાજમાં દાખલ થયા, અને દેશના કેટલાક ભાગોમાં મુસલમાનોના જેવો સખ્ત ઓઝલનો રિવાજ દાખલ થયો. પુરૂષોમાં અજ્ઞાન ઘણું વધ્યું અને સ્ત્રીઓમાં તો તે પુરેપુરૂં થયું.

## આપણા આશયો.

આ પ્રમાણે મૂળનું આપણું નિર્દોષ જ્ઞાતિબંધન બદલાઇને હાલના અધમ સ્વરૂપમાં આવ્યું. તેમ સ્ત્રીઓના મોભા સંબંધી આપણા ઉમદા વિચારો કાળક્રમે ફેરવાઇને હાલના જેવા અધમ થયા. હવે આપણે તેમાં સુધારો કરવો જોઇએ. પણ તે સુધારો કેવી રીતે કરવો? સમાજમાં સુધારો કરવાની વાત આપણે કરીએ છીએ ત્યારે કેટલાક એમ માની બેસે છે કે આપણે હાલની સ્થિતિમાં ઉથલપાથલ કરી કાંઈ નવિનજ સ્થિતિ ઉપજાવવા માગીએ છીએ; પણ તે ભૂલ છે. આપણી ધારણા તેવી નથી. આપણી ધારણા તો આપણા પૂર્વજોના ઉમદા વિચારો, જેણે કાળક્રમે ફેરવાઇને અધમ સ્વરૂપ લીધું છે તે, તાજા કરવાની છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે આપણે, આપણા સમાજનું પ્રાચીન સ્વરૂપ પુનઃ સ્થાપિત કરવાને ઇચ્છીએ છીએ. હાલના ફેરવાયેલા સંજોગોમાં તેમ કરવું નહિ; વળી તેમ કરવાની જરૂર પણ નથી. પહેલાંના વિચારો તાજા કરવા માટે તે વખતનું સ્વરૂપ પણ તાજું કરવું જોઇએ એવું કાંઇ નથી. કારણ કે જે વિચારો ઉમદા છે, તે સદા કાળ અને ગમે તેવા સ્વરૂપમાં પણ તેવાને તેવાજ રહે છે. સંજોગોને લીધે તે વિચારોને અમુક વખતે અમુક સ્વરૂપ આપવું પડે તોપણ તેથી તેનું ઉમદાપણું બદલાતું નથી. તેથી આપણે કરવાનું તે એ કે આપણે આપણા પૂર્વજોના ઉન્નત વિચારો તાજા

કરવાનો યત્ન કરવો, અને સંજોગોને અનુસરીને તે ગમે તેવું સ્વરૂપ લે તે લેવા દેવું."

જ્ઞાતિબંધન સંબંધી આપણા પૂર્વજોના વિચાર કેવા હતા તે તપાસીએ. જ્ઞાતિબંધનનું હાલનું સ્વરૂપ ઘણું અધમ છે ને તેથી પ્રજાને હાનિ છે; તોપણ "મારા ધારવા પ્રમાણે તેનું પ્રાચીન સ્વરૂપ ઘણું ઉમદા હતું અને સમાજની વ્યવસ્થામાં તે ઘણું ઉપયોગી હતું. કારણ કે તે એક તરફ દરેક માણસનું આખા સમાજથી ભિન્ન વ્યક્તિપણું સ્વીકારતું, તેને ખાસ કામ સોંપતું, દુનિયામાં તેની ચોકસ ઉપયોગિતા પીછાનતું; અને બીજી તરફ તે બધી વ્યક્તિઓને ભેગી લાવી તેઓનું એકત્ર મંડળ બનાવતું અને તેઓનો પરસ્પરનો સંબંધ નક્કી કરતું."

નીચેનો શ્લોક ઘણો ઉપયોગી છેઃ—

**ब्राह्मणोस्यमुखमासीद्बाहूराजन्यः कृतः ।**
**ऊरुतदस्ययद्वैश्यः पद्भ्यां शुद्रोअजायत ॥**

આ ઘણું સુંદર રૂપક છે અને તે ઉપરથી દરેક સમાજમાં ચાલતો વ્યવહાર સૂચિત થાય છે. પણ આમાં એક મુદ્દા ઉપર તમારૂં ધ્યાન ખાસ ખેંચું છું. તે એ છે કે જેમ શરીરમાં અમુક અવયવ બીજા અવયવો કરતાં ઓછો કે વધારે ઉપયોગી નથી તેમ સમાજમાં પણ કોઇએક જ્ઞાતિ બીજી કરતાં વધારે કે ઓછી ઉપયોગી નથી. આ રૂપક પરથી સૂચિત થતી આપણી પ્રાચીન જ્ઞાતિપદ્ધતિ સમાજના ચાર કુદરતી વિભાગો બતાવે છે. તેથી તે વખતનું જ્ઞાતિબંધારણ તદ્દન સ્વાભાવિક હોઇ, સમાજના સ્વતંત્ર વ્યવહારમાં બાધકારક નહોતું. તેજ જ્ઞાતિબંધન કાળક્રમે હાલના કૃત્રિમ બંધારણમાં ફેરવાઇ ગયું છે, ને વ્યવહારમાં પ્રતિક્ષણે તેથી હરકત આવે છે. તો આપણે તે કૃત્રિમ બંધન હવે શા માટે ચાલુ રાખવું? ને શા માટે હવે જ્ઞાતિ સંબંધી આપણા પૂર્વજોના ઉમદા વિચારો ધ્યાનમાં રાખીને કૃત્રિમ બંધનને રદ કરી, સમાજનો વ્યવહાર કુદરતને અનુકૂળ ધોરણે ન ચાલવા દેવો?

દુનિઆમાં સમાજનું કોઇ પણ બંધારણ ઇશ્વર રચિત કે ખામી વગરનું છે એમ ધારવું નહિ. જ્ઞાતિબંધન હિંદુસ્તાનમાંજ નથી. પેરૂ, મીસર

અને મધ્યકાળના યૂરોપમાં આપણા જેવાંજ સામાજીક બંધારણો હસ્તીમાં આવેલાં અને વખત જતાં નાશ પામેલાં આપણે ઇતિહાસ ઉપરથી જાણીએ છીએ.

સમાજના કોઈ પણ પ્રકારના બંધારણની પેઠે જ્ઞાતિબંધન પણ સમાજના વિકાસની એક અવસ્થા છે. સદા કાળ તે એકજ સ્વરૂપમાં રહેતું નથી, તેમ હમેશાં તે ટકતું નથી. થોડો કાળ તે લાભદાયક થાય છે, પછી તેની ધીમે ધીમે પડતી થતી જાય છે અને છેવટે તે જીવ વગરનું ખોખું બની રહે છે. પછી તે ખોખામાંથી વખતને બંધબેસતું, જીવન તત્વોથી ભરેલું નવિન બંધારણ ઉત્પન્ન થાય છે ને તેથી સામાજીક વ્યવહાર પાછો સરળ અને ઉત્સાહ યુક્ત બને છે.

## સ્ત્રીઓની યોગ્યતા.

આવોજ ચડતી પડતીનો ક્રમ સ્ત્રીઓની યોગ્યતા સંબંધે પણ છે. આપણા દેશમાં, પહેલાં, આપણા ઇતિહાસને જેબ આપે એવાં સ્ત્રીરત્નો પાકતાં હતાં. તેવાંજ રત્નો હવે આપણા સ્ત્રી વર્ગમાંથી ઉત્પન્ન થાય એ આપણો ઉદ્દેશ છે. સ્ત્રીઓની યોગ્યતા સંબંધી આપણા પૂર્વજોના વિચારો ઘણા ઉમદા હતા. તેથી તે વખતે સ્ત્રીઓને ઘટતી છૂટ તથા કેળવણી મળતાં અને સમાજમાં તેમનું સન્માન થતું હતું. પરિણામે તે વખતે સ્ત્રીઓ પણ સંસાર વ્યવહારમાં ઘણી કુશળ થતી અને તેમની માનસિક શક્તિઓ ખીલવાથી જીંદગીનાં વિકટ કાર્યોમાં તેઓ પુરૂષોને ઘણી મદદરૂપ થતી. જે ઉમદા વિચારોથી આવું શુભ પરિણામ આવતું, તે વિચારોનું ખરૂં રહસ્ય સમજી હાલ આપણે તેને અમલમાં મૂકવા જોઇએ.

આપણા લોકો ઘણી વખત અજ્ઞાનને લીધે, અમુક કાળે, કોઇ વિચારે અમુક સ્વરૂપ લીધું હોય તે સ્વરૂપને તે વિચાર તરીકે માની લે છે; પણ વિચાર અને તેનું અમુક કાળનું સ્વરૂપ બન્ને એક નથી. અમુક કાળે કોઈ પણ વિચારનું સ્વરૂપ તે વખતના સંજોગોના બળથી ઘડાય છે. તેથી વખત બદલાતાં તે સ્વરૂપ બદલાય તો સાથે વિચાર પણ બદલાયો છે એમ ગણાય નહિ. તે કારણને લીધે આપણે, આપણા પૂર્વજોના અમુક ઉમદા વિચારનું, પ્રાચીન સમયમાં સ્વરૂપ કેવું હતું, તે જોવાની જરૂર નથી. તે વિચારો તો સદા કાળ અને ગમે તેવા સ્વરૂપમાં પણ તેવાને તેવાજ રહેછે;

માટે આપણે કરવાનું તે એ કે આપણે તે વિચારોનું રહસ્ય બરોબર સમજવું અને તે પ્રમાણે વ્યવહારમાં ચાલવાનો નિશ્ચય કરવો. આટલું થાય તો જ્ઞાતિબંધન તથા સ્ત્રીઓના મોભાના સવાલોનો ફડચો આપોઆપ આવી જાય. હાલ આપણી અધમ સ્થિતિ થઇ છે તેનું કારણ આપણા સંસારમાં પેઠેલો સડો એકજ નથી; આપણી ગરીબાઇએ પણ તેમાં કેટલોક ભાગ લીધો છે; અને કેટલોક દોષ આપણો પોતાનો પણ છે. ઘણે ભાગે તો હાલ આપણી શી જરૂરીઆતો છે તે સંબંધે આપણને ખરો ખ્યાલ હોતો નથી. વળી ઘણી બાબતોમાં જે જુનું અને જાણીતું છે તેને આપણે આંધળા થઇને વળગી રહીએ છીએ. તેથી આ બાબતમાં પ્રથમ સુધારો થવાની જરૂર છે. હિંદુસ્તાનના વતનીઓ, જો આ વખતમાં, પોતાની જરૂરીઆતો બરોબર સમજે અને પહેલાંના ઉમદા ધોરણને, હાલના સંજોગોને બંધબેસ્તું થાય તેવા સ્વરૂપમાં તાજું કરવાને ઉત્સાહી થાય તો દેશના ભવિષ્ય સંબંધે ચિંતા કરવાનું કારણ નથી.

## સામાજીક વિકાસના નિયમો.

હવે વધુ વિચાર કરતાં પહેલાં કયા નિયમો ઉપર સમાજના વિકાસનો આધાર રહે છે તે જોઇએ. આ નિયમોના જ્ઞાનથી સામાજીક સવાલોનો ફડચો કરવામાં સુગમતા થાય છે. સમાજનું બંધારણ પણ માણસના શરીરના બંધારણ જેવું છે. માણસના શરીરની પેઠે તેના ઉપર પણ આસપાસના સંજોગોની અસર નિરંતર થયાં જાય છે. તે સંજોગોમાં કેટલાક કાયમના અને કેટલાક બદલાય તેવા હોય છે. કાયમના તે હવા, સ્થળ અને કુદરતી બનાવો છે. બદલાય તેવામાં આર્થિક સ્થિતિ, રાજકિય સ્થિતિ, દેશી પરદેશના ભિન્ન ભિન્ન પ્રકારના રીતિ રીવાજોવાળા સમાજો સાથેનો સંબંધ વગેરે છે. સમાજે પોતાની હયાતી માટે આ બધા સંજોગોને અનુકૂળ થવું જોઇએ; પણ તેમ થવા સારૂ, તે તે સંજોગોનું બરોબર જ્ઞાન મેળવવું જરૂરનું છે. માણસના શરીરના વિકાસક્રમ જેવોજ વિકાસક્રમ સમાજના બંધારણનો પણ છે. જેમ માણસ મોટું થતું જાય છે તેમ તેમ તેની જ્ઞાન મેળવવાની શક્તિઓ ખીલે છે; તેજ પ્રમાણે સમાજના સંબંધમાં પણ બને છે. પ્રથમ, માણસનામાં કેટલીક મોટી અને સાદી બાબતોની નોંધ કરવાની શક્તિ હોય છે, પછી તે જરા ગુંચવણવાળી બાબતો સમજી શકે

છે; અને છેવટે જોએલી બાબતોમાંથી સામાન્ય નિયમો તારવવાની શક્તિ તેનામાં આવે છે. તેવોજ વિકાસક્રમ આખા સમાજની જ્ઞાન મેળવવાની શક્તિના સંબંધમાં પણ છે.

આ પ્રમાણે માણસનું તથા સમાજનું જ્ઞાન જેમ વધતું જાય છે, તેમ આસપાસના સંજોગો સાથે તે સારી રીતે ફાવે છે. કારણ કે તેથી તે સૃષ્ટિના બનાવોમાં કાર્ય કારણની સંકળના જોઇ શકે છે, અને અમુક કાર્ય કરવાને કયાં કયાં સાધન જોઇશું તે સંબંધે વિચાર બાંધી શકે છે. વળી સમાજ કાંઈ એકલ નથી; દુનિયામાં ભિન્ન ભિન્ન પ્રકારના ઘણા સમાજો છે; અને માણસને જેમ તેના જેવાં બીજાં માણસો સાથે કામ પાડવું પડે છે તેમ સમાજને પણ બીજા સમાજો સાથે કામ પાડવાનું હોય છે. દુનિયામાં માણસ માણસ વચ્ચે ચાલતી હરીફાઇ સમાજ સમાજ વચ્ચે પણ ચાલે છે, ને તે હરીફાઇમાં જે સમાજ વધારે શકિતવાન હોય તે ટકી રહે છે, ને બીજા વખત જતાં નાશ પામે છે. અને જે સમાજનું બંધારણ ઘણું વ્યવહારૂ હોય, જેની જ્ઞાન મેળવવાની શકિત સારી રીતે ખીલી હોય અને જે જેમ બને તેમ જલદીથી આસપાસના સંજોગોને અનુકૂળ થઈ જતો હોય તેજ સમાજ સૌથી વધારે શકિતવાળો હોય છે. માણસને દુનિયામાં ભિન્ન ભિન્ન પ્રકારના ઘણા સંબંધ હોય છે; જેવા કે જુદાં જુદાં માણસો વચ્ચેનો સાંસારિક સંબંધ, સ્ત્રી પુરૂષો વચ્ચેનો સંબંધ, હરીફો વચ્ચેનો આર્થિક સંબંધ, રાજ્ય સાથેનો સંબંધ વગેરે. તેજ પ્રમાણે સમાજને પણ સંબંધો હોય છે. તેને પણ સાંસારિક, આર્થિક અને રાજકિય બંધારણ હોય છે, ને જીવનવ્યવહારમાં તેમાંની કોઇ પણ બાબત તરફ દુર્લક્ષ્ય કર્યે ચાલતું નથી.

આ બધા સંબંધો ન્યાય, પરસ્પરના લાભોની જાળવણી અને સત્યના અચળ નિયમો ઉપર બંધાવા જોઇએ. તેમજ સમાજના હરકોઇ પ્રકારના બંધારણમાં આ નિયમોને અનુસરીનેજ વ્યવહાર ચાલવો જોઇએ. એટલે કે રાજકારોબારમાં સમાજનાં ભિન્ન ભિન્ન અંગો વચ્ચે સત્તાની વાજબી વહેંચણી થવી જોઇએ, ધંધા રોજગાર સંબંધે ચાલતી હરીફાઇમાં જુદાં જુદાં માણસોના લાભોનું સંભાળથી રક્ષણ થવું જોઇએ, અને સંસારમાં હરકોઈ માણસના હકોની યોગ્ય જાળવણી થવી જોઇએ. આ બધી

ગોઠવણ જો કે ઘણી નાજુક છે તોપણ તેને જાળવી રાખવાનો પ્રયાસ અ-વશ્ય થવો જોઇએ. કારણ કે તેમાં ખામી આવે તો એકદમ સમાજની અવ્યવસ્થા શરૂ થાય અને પરિણામે હાલના આપણા જ્ઞાતિબંધન જેવી વિ-ચિત્ર અને અસ્વાભાવિક સંસ્થાઓ જન્મ પામે. વળી જ્યાં સુધી સારી ગો-ઠવણ ફરીથી થાય નહિ ત્યાં સુધી અંદર અંદર કજીયા કંકાસ ચાલી સ-માજ નિર્બળ બને અને વધારે શક્તિવાળા સમાજની સાથે હરીફાઇમાં આ-વતાં તેનો ભોગ થઇ પડે.

## આ નિયમો ઉપરથી લેવા જેવી વ્યવહારૂ સૂચનાઓ.

સામાજીક શાસ્ત્રના આ પ્રસિદ્ધ નિયમો ઉપરથી આપણને ઘણી વ્ય-વહારૂ સૂચનાઓ મળે છે. પહેલી સૂચના એ છે કે માણસ જાતના પુરા-ણાં જ્ઞાનને વળગી રહેવામાં તથા નવિન સુધારા નહિ સ્વીકારવાની હઠ ક-રવામાં ઘણો ગેરલાભ છે. તેમ કરીને આપણે પોતે પોતાનું મોત વહોરી લઇએ છીએ. જુના વખતમાં માણસોએ જીવનવ્યવહારની નજીવી બાબ-તોનો પણ ધર્મની સાથે સંબંધ ગોઠવી દીધો છે. નવિન જ્ઞાન પ્રમાણે સા-માજીક વ્યવહારના ભાગ પાડી, ધર્મની બાબતોની મર્યાદા બંધાય છે. આ પ્રમાણે બરોબર રીતે વ્યવસ્થિત નહિ થયેલી અને નજીવી બાબતોનો પણ ધર્મની સાથે સંબંધ જોડતી પ્રાચીન પદ્ધતિને વળગી રહેવાથી શો લાભ છે? તેથી તો કાંઈ આત્મિક લાભ થવાને બદલે આપણું જીવન અઘરૂં બને છે, અને સામાજીક વ્યવહાર જોઇએ તેવો સરળ રહેતો નથી. વળી આથી માણસોની નીતિ ઉપર માઠી અસર થાય છે. નાની નાની બાબતો-માં પણ ધાર્મિક બંધન હોવાથી, માણસો કંટાળે છે ને તેઓ સઘળા નિ-યમો પાળી શકતા નથી. તેથી પોતે જેને ધાર્મિક અને પવિત્ર નિયમો મા-ને છે, તેને પણ વખતો વખત તોડવાને તેઓ લલચાય છે. તેથી ઘણાં નજીવાં કાર્યો, જે સંબંધે માણસો છૂટથી વર્તે તેમાં વાસ્તવિક રીતે કાંઇ પણ દોષ નથી, તેને, જાતે દુરાચાર માનતા છતાં, છુપી રીતે, માણસો કર્યે જાય છે. આવી રીતે ધાર્મિક બાબતોનું ક્ષેત્ર અયોગ્ય રીતે વિસ્તારવા-થી માણસો દ્વિધા જીવન ગાળતાં શીખે છે.

બીજી સૂચના એ છે કે આપણે કુદરતના નિયમોનું ચોક્કસ જ્ઞાન મેળવવું જોઈએ. કુદરતી નિયમોની સમજણ વિના આપણામાં ઘણા વહેમો ભરાઈ બેઠા છે. દેશની ઉન્નતિ કરવી હોય તો કુદરતનું જ્ઞાન લોકોમાં ફેલાવી, આપણે આ વહેમો દૂર કરવા જોઈએ. આપણામાં કેવા કેવા વહેમો છે તેના થોડાક દાખલા હું અહીં રજુ કરૂં છું. ઘરોળી શરીર ઉપર પડે તેને આપણા લોકો ભવિષ્યની આફતની નિશાની ગણે છે; અમુક અમુક વખતે વિધવાનું દર્શન થાય તેને માનશુકન ગણે છે; જન્મોત્રીઓ મેળવવાથી વિવાહસંબંધ સારા થતા માને છે; શરીર ઉપરનાં અમુક પ્રકારનાં ચિન્હને, માણસની વર્તણુકનાં અગર તેના જીવનમાં બનવાના અમુક બનાવોનાં સૂચક માને છે; તથા ગંગામાં નહાવાથી અને બ્રાહ્મણોને દક્ષિણા આપવાથી આત્મા પવિત્ર થતો ગણે છે. આત્માની પવિત્રતા માટે ચારિત્ર્ય સુધારવાની જરૂર છે તેનો તો તેમને ખ્યાલજ હોતો નથી. આવા આવા સેંકડો વહેમો આપણા સમાજમાં પ્રચલિત છે આ ઉપરથી સૃષ્ટિની કાર્ય કારણની સંકળનાનો કેવો વિચિત્ર ખ્યાલ આપણા લોકોના મનમાં છે તે સમજાય છે. કયાં ઘરોળીનું શરીરપર પડવું અને કયાં ભવિષ્યની આફત; આ બન્ને વચ્ચે કાર્યકારણનો સંબંધ શી રીતે થયો તેનો વિચાર આપણા લોકોના મનમાં આવતો નથી જમતી વખતે અબોટીયું પહેરવું એ પણ ધર્મની બાબત ગણાઈ છે પરંતુ અમુક વખતે અમુક પોશાક પહેરવામાં ધર્મનું તત્વ શું આવ્યું તેનો વિચાર થયો નથી આ બધા ઉપરથી એવુંજ અનુમાન બંધાય છે કે હજી આપણે માનસિક વિકાસની શરૂઆતમાં છીએ. પરંતુ તેવી સ્થિતિ ચાલુ રહેવા દેવામાં આપણને મોટું નુકસાન છે સૃષ્ટિનું સ્વરૂપ તપાસતાં તે કાર્ય કારણની સંકળના રૂપ જણાય છે. સામાજીક વ્યવસ્થા પણ તેવી સંકળનાજ છે. તેથી તે વ્યવસ્થા ઉત્તમ પ્રકારની થવા માટે તે સંકળનાની યોગ્ય સમજણ લોકોમાં આવવી જોઇએ. પરંતુ જે સમાજમાં આવા વિચિત્ર વહેમો છે તેમાં આવી સમજણ આવવી મુશ્કેલ છે. માટે આ બધા વહેમો દૂર કરવાનો અને કુદરતના નિયમોની સમજણ લોકોમાં ફેલાવવાનો સબળ પ્રયાસ થવો જોઇએ. નાની તેમ મોટી સઘળી બાબતોમાંથી વહેમોને દૂર કરવાનો પ્રયાસ થાય અને આપણું હરકોઇ કાર્ય સાધન અને સાધ્યની યોગ્ય સમજણ સાથે થાય તોજ સ્થિતિ સુધરે.

આપણે એક બીજી શિખામણ એ લેવાની છે કે ગમે તે સ્થળેથી આવેલું નવિન જ્ઞાન સ્વીકારી તેને આપણે વ્યવહારમાં ઉપયોગમાં લેવું જોઇએ. પહેલાં લોકો તીરકામઠાં વાપરતા, પણ હાલની લડાઇઓમાં તે ચાલી શકે એમ નથી. તેથી, હાલની તોપો અને પીસ્તોલો વાળી પ્રજાઓ સામે રક્ષણ કરવા માટે તીરકામઠાં વાપરનારી પ્રજાએ, તે છોડી, નવાં હથીઆર સજવાં જોઇએ. તેમ ન કરે તો તેનો નાશ થવાનો સંભવ છે. તેવોજ નિયમ બીજી દરેક બાબતને લાગુ પડે છે. વળી આપણે માત્ર જ્ઞાન મેળવીનેજ સંતોષ માનવો જોઇએ નહિ; પરંતુ તે મુજબ હિંમતથી આપણા વર્તનમાં અને રીતિ રીવાજોમાં ફેરફાર કરવા જોઇએ. તેમ ન કરીએ તો આપણે જ્ઞાન મેળવ્યું તે ન મેળવ્યા બરોબર છે. કારણ કે જે જ્ઞાન સમાજને વ્યવહારમાં કામ આવે તેજ જ્ઞાન ઉપયોગી છે. તેથી જો આપણા રીતિ રીવાજોને લીધે વ્યવહારમાં હરકત નડતી હોય, તો તે માત્ર જૂના છે કે આપણા પોતાના છે એમ ધારી તેને વળગી રહેવું જોઇએ નહિ.

બીજું આપણે શીખીએ છીએ તે એ છે કે આપણે સામાજીક વ્યવસ્થામાં સંસારસુધારાને હદપારની અગત્યતા આપવી જોઇએ નહિ. કારણકે સામાજીક સુધારાનું સંસારસુધારો માત્ર એક અંગ છે, ને તેનાથીજ આપણી બધી પિડાઓનો અંત આવશે એમ ધારવું ભૂલ ભરેલું છે. આપણી સમાજની નવિન વ્યવસ્થામાં જેટલી સંસારસુધારાની તેટલીજ આર્થિક અને રાજકિય સુધારાની પણ અગત્ય છે.

## સંજોગોમાં ફેરફાર.

શાસ્ત્રિય શોધો અને પશ્ચિમ તરફની પ્રજાઓના સંબંધથી આપણી આસપાસ હાલ નવીજ સૃષ્ટિ ખડી થઇ છે. તે પહેલાં આપણને દુનિયાના બીજા દેશો સાથે સંબંધ નહોતો. આપણે આપણા દેશમાંથીજ, જરૂર પડતી દરેક ચીજ મેળવી શકતા; તે માટે બીજા દેશો ઉપર આધાર રાખવાની આપણને જરૂર નહોતી. બીજા દેશો સાથે આપણને સંસાર સંબંધ નહોતા. આપણે આપણી સામાજીક, રાજકિય અને બીજી હરકોઇ પ્રકારની સંસ્થાઓ, બીજા કોઇની મદદ વગર, ચલવી શકતા. બીજા દેશો સાથે આપણને રાજકિય સંબંધ પણ નહોતો. વળી દેશમાં કોઈ ભિન્ન જાતિ

આવીને વસે તો તે મુળની પ્રજા સાથે મિશ્ર થઇ, એકરૂપ થઇ રહેતી. તેથી મુળના સ્વરૂપમાં તેના આવવાથી બિલકુલ ફેર પડતો નહિ. પણ હવે સ્થિતિ બદલાઇ ગઇ છે. આપણને હવે આપણા કરતાં, સાંસારિક અને આર્થિક બાબતોમાં વધારે સારી વ્યવસ્થાવાળી અને એકત્ર કામ કરવાને વધુ યોગ્યતા વાળી પ્રજાઓ સાથે હરીફાઇમાં ઉતરવું પડયું છે. તેથી આપણે આજ સુધી બીજાથી જુદા રહીને રક્ષણ મેળવતા તે સ્થિતિ જતી રહી છે. શાસ્ત્રિય શોધોથી પૃથ્વી દિન પ્રતિદિન સાંકડી થતી જાય છે અને પર્વત તથા દરિયાથી એક બીજા દેશ વચ્ચે વ્યવહારમાં જે ખલેલ નડતી તે નાબુદ થઇ છે. હિમાલય અને મહાસાગરનું હવે આપણને રક્ષણ રહ્યું નથી. આપણો દેશ હવે આસપાસ અભેદ્ય કુદરતી કિલ્લાઓથી વિંટાએલો જુદો ખંડ નહિ પણ એક અમલ નીચેના દેશના એક જીલ્લા જેવો બની રહ્યો છે. આ પ્રમાણે આપણી આસપાસના સંજોગોમાં ફેરફાર થવાની જ્યારે શરૂઆત થઈ ત્યારે આપણે તેને સમજી શકયા નહોતા. યૂરોપિઅન લોકો સામે લડવાની જરૂર પડવાથી તેમના જેવીજ કવાયત અને કેળવણી, મહાદજી સિંધિયાં, હૈદરઅલ્લી અને રણજીતસિંહે પોતાના લશ્કરને આપવા માંડી હતી. પરંતુ સમાજના હરકોઈ જાતના બંધારણમાં સંજોગોને અનુસરતા ફેરફાર કરવાનું કોઇ પણ રાજાને સુજ્યું નહોતું. તેથી પરિણામે તેમને યૂરોપિઅનોની આગળ નમ્યું આપવું પડયું. હવે પણ આપણે તેવી જરૂર સ્વીકારીએ તો સારૂં. આપણે આપણા સામાજીક બંધારણમાં એવો સુધારો કરવો જોઇએ કે જેથી તે સરળ, ફરતા સંજોગોને જલદીથી બંધબેસ્તું થાય તેવું અને વ્યવહારમાં તેનાથી કાંઇ હરકત નડે નહિ એવું થાય. વળી આપણા જે રીતિ રીવાજોથી આપણી શારીરિક સંપત્તિને નુકસાન પહોંચે છે અને આપણામાં સાહસનો વિકાસ થતો અટકે છે તેને દૂર કરવા જોઇએ. તેમાં જે સંસ્થાઓ અને વહેમોથી માણસ માણસ વચ્ચે, જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે અને ધર્મ ધર્મ વચ્ચે ભેદભાવ મનાય છે તેના ઉપર તો પહેલો પ્રહાર થવો જોઇએ. આપણે સુધારો કરવાને ખુશી હોઇએ કે ન હોઇએ તોપણ હાલના જમાનામાં રેલ્વે અને બીજાં કારણથી ભિન્ન ભિન્ન જ્ઞાતિના લોકોના થતા શંભુમેળાથી સુધારો એની મેળે થયે જાય છે. પરંતુ તે સ્થિતિ પસંદ કરવા લાયક નથી. સંજોગોના બળથી

જે ફેરફાર થાય તે કરતાં માણસ જાણીબુજીને કરે તે સારો થાય છે. સંજોગોથી જે થાય તે ધીમું અને ન ચાલે થોડું ઘણું થાય છે. પરંતુ માણસ પોતે પોતાના પ્રયત્નથી કરવા ધારે તો જલદી અને વધારે અસરકારક સુધારો થઇ શકે છે. હાલની શાસ્ત્રિય શોધોથી આપણને ઘણું નવું જ્ઞાન મળ્યું છે ને તે જ્ઞાનનો ઉપયોગ સુધારાના સંબંધમાં આપણે કરી શકીએ એમ છે. માત્ર તેવો ઉપયોગ કરવાની આપણી ઇચ્છા જોઇએ.

## સંજોગો તથા કુદરતી શક્તિઓ સામે પ્રયત્ન નકામો છે એ વિચારની ખામી.

કેટલાંક માણસો શંકા લે છે કે આપણે એવા પ્રયત્નમાં કાંઇ ફત્તેહ મેળવીશું કે કેમ; કારણ કે આપણા દેશનાં હવા પાણી, આપણા વિકાસને અનુકૂળ નથી. આ શંકા, કેટલાક યૂરોપિઅન વાકોએ ફેલાવેલા વિચારોનું પરિણામ છે. તે વિચારો એવા છે કે 'કેટલીક પ્રજાઓ કુદરતીજ નબળી છે અને કેટલીક એવા પ્રતિકૂળ સંજાગોમા મુકાઇ છે કે તે નબળીજ રહે.' આ સંજોગો તે મુખ્યત્વે કરીને હવા પાણીના છે, આ વિચારો ઉપર વિશ્વાસ રાખીને આપણામાંના કેટલાક માને છે કે ગમે તેનો પ્રયત્ન કરીશું તોપણ આપણે યૂરોપિઅનોથી નબળાજ રહેવાના. પરંતુ તે વિચાર તદ્દન ભૂલ ભરેલો છે. શાસ્ત્રનો અર્થ ઉંધો સમજવાને લીધેજ તેની ઉત્પત્તિ થઇ છે પહેલાં કર્મનો અર્થ ઉંધો સમજવાથી આપણામાં ઘણા હાનિકારક વિચારો પ્રચલિત થયા હતા. તે ગયું ત્યારે હવે આ નવો વિચાર આવ્યો છે. માટે તેને દાબી દેવાનો સબળ પ્રયાસ થવો જોઇએ.

આ વિચારો જો ખરાજ હોત તો હિંદી પ્રજા એક વખત સુધારાની ટોચ ઉપર હતી તેમ બનત નહિ. અમુક પ્રજાના વિકાસ ઉપર દેશકાળ અને હવાપાણીની અસર થતી હોય તો આપણે સદાકાળ નિર્બળ સ્થિતિમાં હોવા જોઇએ. પરંતુ આપણો ઇતિહાસ તદ્દન જૂદીજ સ્થિતિ વર્ણવે છે. તેનાં તે જ હવાપાણીમાં આપણા લોકો, પહેલાં ધર્મ, તત્વજ્ઞાન, શાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર અને સાહિત્યમાં તે વખતની કોઇપણ પ્રજા કરતાં ચઢીઆતા હતા. હુન્નર ઉદ્યોગ, ખેતીવાડી, યુદ્ધકળા અને રાજ્યકારોબારમાં પણ તેમણે તેવીજ સરસાઇ મેળવી હતી. આપણા દેશમાં પહેલાં મોટા મોટા કવિઓ,

તત્ત્વવેત્તાઓ, પંડિતો અને શાસ્ત્રવેત્તાઓ ઉત્પન્ન થયા છે. તેવીજ રીતે કોઇપણ દેશના ઇતિહાસને જેબ આપે એવા રાજકારોભારીઓ અને સેનાનાયકો પણ થયા છે. ચન્દ્રગુપ્ત, અશોક, વિક્રમાદિત્ય તથા સેન અને ગુપ્ત રાજાઓના સમયથી માંડીને તે શિવાજીના વખત પછી મરાઠા રાજ્યના નાયકો અને રણજીતસિંહના સમય સુધી આપણા દેશમાં મહાન રાજકાર્ય કુશળ પુરૂષોની એક હાર ચાલી રહી છે.

યૂરોપિઅન પ્રજાઓ હાલ આપણા કરતાં શ્રેષ્ઠ છે તે ખરૂં છે; પરંતુ તે હમેશાં તેવીજ રહેશે એવો કુદરતનો કાયદો નથી. ઇતિહાસ ઉપરથી જણાય છે કે યૂરોપિઅન પ્રજાની ઉન્નતિ છેલ્લાં ત્રણસો વરસોમાં થઈ છે. મહાન ઈંગ્રેજ તત્વવેત્તા લાર્ડ બેકને કુદરતના નિયમો સંબંધે તપાસ કરવાની અસરકારક પદ્ધતિ ખોળી કાઢી ત્યારથી તેની ઉન્નતિનો આરંભ થયો છે. ત્યાર પછી શાસ્ત્રિય શોધો એક પછી એક થવા લાગ્યા અને યૂરોપિઅન પ્રજાઓ ધીમે ધીમે ચઢતી ગઇ. યાંત્રિકબળને લીધે યૂરોપિઅન લોકો થોડી મહેનતે વધારે પેદા કરવા લાગ્યા અને જેમ જ્ઞાન વધતું ગયું તેમ સામાજીક બંધારણમાં પણ વ્યવહારને અનુકૂળ થાય એવા ફેરફાર કરવા લાગ્યા. તેથીજ હાલ તે લોકોનું દુનિયાના બધળા દેશોમાં શ્રેષ્ઠપણું સ્થાપિત થયું છે પરંતુ તેમની શ્રેષ્ઠતા હવાપાણી, કુદરતી શક્તિઓની અનુકૂળતા કે આપણી કુદરતી નબળાઈ ઉપર આધાર રાખે છે એમ નથી. તેનું ખરૂં કારણ તો તેમના સમાજના રાજકિય, સાંસારિક અને આર્થિક બંધારણની ઉત્તમ સ્થિતિ છે.

આપણે તેમનો દાખલો લઈ સુધારા કરીએ તો આપણે પણ તેવી સ્થિતિમાં આવીએ. આપણાં સાધનો ઘણાં ઉત્કૃષ્ટ છે. આપણામાં રજપુત, મુસલમાન, સીખ, ગુરખા તથા મરાઠા જેવી ઉત્તમ લડાયક જાતો છે. આપણા બ્રાહ્મણ અને કાયસ્થ લોકો રાજકારોબારમાં કુશળ છે. આપણા ભાટીઆ, વહોરા, મેમણ તથા પારસી લોકો જન્મથીજ વેપારી બુદ્ધિવાળા હોય છે. વળી ધિરજ, ઉદ્યોગ, મમતાળુપણું તથા ઘરસંસારી સ્નેહમાં કોઇ પણ યૂરોપિઅન દેશના ખેડુતો કરતાં ચઢે એવા આપણા ખેડુતો છે. આટલાં આટલાં સાધનો છતાં આપણે આવી નિર્માલ્ય સ્થિતિ ભોગવીએ છીએ તેનું કારણ શું?

આપણી પડતીનું કારણ સાધનનો અભાવ કે હવાપાણીની માઠી અસર નથી, પણ આપણા સમાજની ગેરવ્યવસ્થા છે. વળી જૂની પદ્ધતિને વળગી રહેવાના આપણા દુરાગ્રહે અને આપણા અજ્ઞાને પણ તેમાં ઘણો ભાગ લીધો છે. એક બીજા પ્રત્યે દિલસોજી રાખવાથી તથા પરસ્પર મદદ કરીને કામ લેવાથી કામ કેવું સારૂં થાય છે તે આપણે સમજતા નથી. આખા સમાજના હિતમાં દરેક વ્યક્તિનું હિત રહેલું છે તે વાત આપણે વ્યવહારમાં વીસરી જઇએ છીએ. આપણે કોઇપણ પ્રસંગે ન્યાયના ધોરણે ચાલવાને બદલે પક્ષપાતથી અને નાના મોટાના ભેદભાવ ગણીને કામ લઇએ છીએ. પણ હવે આપણે નુવિન જ્ઞાન અને સંજોગોને અનુસરતો આપણા વિચારોમાં ફેરફાર કરવો જોઇએ. સુધારાનો હેતુ તેજ છે. તે સુધારો આપણે વ્યવહારમાં મૂકીશું તો કુદરતની પ્રતિકૂળતાનો આપણને ભય નથી. કારણ કે કુદરતી પ્રતિકૂળતાઓ તો પ્રયત્નથી અને શાસ્ત્રિય જ્ઞાનની મદદવડે નિવારી શકાય એવી હોય છે.

તેથી એમ કદી પણ માનવું નહિ કે આપણું ભવિષ્ય, કુદરતી શક્તિઓને, નસીબને કે એવી કોઈ બાહ્ય સત્તાને આધીન છે. નસીબ, કિસ્મત કે અદૃષ્ટ એ વાસ્તવિક રીતે કાંઈ નથી. તે સત્તાઓ આપણે પોતેજ સર્જેલી છે, અને નાહક તેમના ઉપર આપણાં પોતાનાં જાણી બુજીને કરેલાં કામોનો બોજો નાખીએ છીએ. માણસનું ભવિષ્ય બીજા કોઇને નહિ પણ તેને પોતાનેજ આધીન છે. જીંદગીમાં આપણને જે જે તકો મળે છે તેનો જેવો જેવો ઉપયોગ કરીએ તે પ્રમાણે આપણું ભવિષ્ય સારૂં કે માઠું નીવડે છે.

## સુધારો કેવી પદ્ધતિએ કરવો જોઇએ ?

આપણી આસપાસ ઉભા થએલા નવિન સંજોગોમાંથી અનુકૂળ જણાય તેવા સંજોગોનો પુરતો લાભ આપણે લઇ શકીએ તેટલા માટે આપણામાં વ્યવહારૂ કેળવણીનો બહોળો ફેલાવો થવો જોઇએ. દેશમાં વ્યાપેલા અજ્ઞાનાંધકારથી સુધારા વધારાને મોટી હરકત નડે છે. તેથી અજ્ઞાન દૂર કરવા માટે પ્રથમ પ્રયાસ થવો જોઇએ. હવે કેટલીક વાર સુધારકોની ખામીને લીધે સંસારસુધારાને નિંદવામાં આવે છે તે સંબંધે બે શબ્દ કહીશું.

કેટલીક વાર એવું બને છે કે સંસારસુધારાના ઘણાજ ઉત્સાહી હિમાયતીઓ વ્યવહારમાં તે પ્રમાણે વર્તી શકતા નથી. આ તે માણસોને નામોશી ભરેલું છે; પરંતુ તેથી સુધારો નિંદ્ય ઠરતો નથી. સુધારાના હિમાયતીઓ બોલવા પ્રમાણે વર્તે તો તેમને માટે આપણા મનમાં ઘણુંજ માન ઉત્પન્ન થાય. કારણ કે મરાઠી કવિ તુકારામ કહે છે કે,

बोले तैसा चाले । त्याचीं वंदीन पाउलें ॥

તોપણ અમુક માણસ અમુક પ્રકારનો બોધ કરે છે અને પોતે તે પ્રમાણે વર્તી શકતો નથી, તેથી તેનો બોધ ખોટો ઠરે નહિ. સુધારા સંબંધે વ્યવહારૂ કામ થવાની ઘણી જરૂર છે અને તે માટે યત્નો થવા જોઇએ; લોકોમાં નવિન જ્ઞાનનો બહોળો પ્રસાર થવો જોઇએ અને વ્યવહારૂ કામ માટે મંડળો સ્થપાઇ એકત્ર પ્રયાસ થવા જોઇએ.

## સાધુઓ-તેઓ કેટલા ઉપયોગી થઇ શકે.

આપણા દેશમાં ઘણા સાધુ લોકો ભટકે છે; તેઓ ધારે તો દેશને માટે ઘણું કરી શકે. યુરોપમાં મધ્યકાળમાં આવાં સાધુમંડળોએ દેશની ઘણી ઉપયોગી સેવા બજાવી હતી. એવુંજ ઉપયોગી કામ આપણા સાધુઓ પણ કરી શકે. પરંતુ તે કામને માટે તેમને કેળવણી મળવી જોઇએ. કારણ કે તે લોકો જો બોધ કરવા બહાર પડે તો તેમણે લોકોને કાંઇ ઉપયોગી જ્ઞાન આપવું જોઇએ. જે સાધુમંડળ પોતાના સ્વદેશ બંધુઓને ઉપયોગી થવાનો પ્રયાસ કરતું નથી તે દેશ ઉપર બોજા જેવું છે. તેજ સંત પુરૂષ છે કે જે પોતાના મનુષ્ય બંધુઓના હિતને અર્થે પોતાની જીંદગી આપે છે. પરંતુ જે માણસ મહેનતથી કંટાળીને અગર માથેથી કુટુંબનું નિર્વાહ કરવાનો બોજો ઉતારવાને સાધુ થાય છે અગર ઇંગ્રેજ કવિ કૌંસ્સે કહે છે તેમ તેના અપવિત્ર આત્માને બચાવવા સારૂ જંગલમાં ચાલ્યો જાય છે તે સંત પુરૂષ નથી.

## હાલનાં કામ.

આપણી પાસે હાલ સુધારાનાં ઘણાં કામ છે. કેળવાએલા વર્ગમાં સુધારા સંબંધી ચળવળ ઉભી કરીને આ સામાજીક પરિષદે દેશને ઘણો લા-

ભ કર્યા છે. કેટલાક ગૃહસ્થોએ પણ પોતાનાં લખાણો અને ભાષણો વડે આ વિષય સંબંધે ઘણી માહીતી આપી છે. આને પરિણામે સંસારસુધારા સંબંધી બહોળું સાહિત્ય ઉભું થયું છે હું ઇચ્છું છું કે જુદી જુદી જ્ઞાતિઓની સભાઓ અને કોન્ફરન્સો તેમના નિર્ણયોનીજ નહિ પણ તેમના વાદવિવાદ અને મતભેદની પણ નોંધ રાખે. કારણ કે બન્ને પક્ષોની તકરારો પ્રસિદ્ધ થવાથી સુધારાની બાબતો સંબંધે લોકોમાં સારૂં જ્ઞાન ફેલાશે, ને તેઓ પોતે પણ કાંઇક વિચાર કરી શકશે. વળી ભવિષ્યની પ્રજાને તેથી ઘણો લાભ થશે. કારણ કે અમુક વખતે સુધારા સંબંધી લોકોના વિચાર કેવા હતા તેનું રમુજી જ્ઞાન તેને તેથી મળી શકશે.

## વ્યવહારૂ મંડળો.

વળી વાદવિવાદ અને તકરાર ઉપરાંત આપણે કાંઇક વ્યવહારૂ પગલાં લેવાં જોઇએ એટલે કે આપણે આર્ય સમાજ અને ખ્રીસ્તી મીશનરીઓના જેવા ઉત્સાહી અને કાર્યવાહી મંડળો ઉભાં કરવાં જોઇએ. આ મંડળોએ ગામડે ગામડે જઇને પણ લોકોને બોધ કરવો જોઇએ, અને નવિન જ્ઞાન લોકો આગળ આકર્ષક સ્વરૂપમાં મૂકી તેઓનાં મન કેળવવાં જોઇએ. આ પ્રમાણે થશે તો સુધારાને નડતી ઘણી મુસ્કેલીઓ દૂર થશે.

પરંતુ એકલા સંસારસુધારા સંબંધી પ્રયાસથી પિડાઓનો અંત આવશે નહિ. સમાજનાં સાંસારિક, રાજકિય અને આર્થિક બંધારણ પરસ્પર ગાઢા સંબંધવાળાં છે. તેથી તેઓની પરસ્પર સારી કે માઠી અસર થાય છે. એટલે કે એકમાં સુધારો કે બિગાડ થાય તો તેની સારી કે માઠી અસર બીજા ઉપર પણ થાય છે. તેથી સમાજમાંની કેટલીક આર્થિક મુશ્કેલીઓ દૂર થાય નહિ, અને કેટલાક વાજબી રાજકિય સુધારા દાખલ થાય નહિ ત્યાં સુધી સાંસારિક બંધારણમાં ઝાઝો સુધારો થવાનો નહિ. માટે સંસારસુધારાની સાથે સાથે આર્થિક તેમજ રાજકિય સ્થિતિ સુધારવાનો પ્રયાસ પણ થવો જોઇએ.

હુન્નર ઉદ્યોગની ખીલવણી થવાથી સંસારસુધારાને ઘણી મદદ મળશે. હાલની ઉદ્યોગો સંબંધી હિલચાલોને લીધે જ્ઞાતિબંધન કેટલેક અંશે શિથિલ થયું છે, ને તે જેમ જેમ મજબૂત થતી જશે તેમ તેમ વધારે નબળું પડતું જશે. હુન્નર ઉદ્યોગની ખીલવણીથી દેશમાં પૈસો વધશે અને

પૈસો વધતાં લોકોને પોતાની જરૂરીઆતો સંબંધે વિચાર કરવાનો વધારે અવકાશ મળશે. વળી તેથી પોતાનાં સાધનોની ખીલવણીને માટે અને તે અર્થે કેળવણીનો ફેલાવો થવા સારૂ તે વધારે પૈસા ખર્ચી શકશે. દેશમાં વેપારની ધમાલ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ ભિન્ન ભિન્ન વર્ગના લોકો ધાડા સંબંધમાં આવતા જાય છે ને સામાન્ય હિતમાં પોતાનું પણ હિત છે તેની તેમને ખાત્રી થતી જાય છે.

## રાજકીય સુધારો–એક નવી સૂચના.

રાજકિય સુધારા સંબંધે પણ આપણે ઘણું કરી શકીએ એમ છે. કેટલાક એમ માને છે કે પરદેશી અમલ નીચે દેશમાં રાજકિય સુધારો વધારો થવો અશકય છે, પણ હું તે વિચારનો નથી. કોઇ પણ રાજ્ય પાસેથી આપણે એટલી આશા રાખી શકીએ કે તે દેશના હિતને માટે બનતો પ્રયાસ કરે. વળી જે રાજ્ય પ્રજાના અને પોતાના હિતમાં ભેદ જોતું નથી, જે રાજકારોબાર ઉત્તમ રીતે ચલાવવાનો યત્ન કરે છે અને જે પ્રજાના સુધારા વધારામાં મદદ કરે છે, તે રાજય પ્રજાકિય ગણાવું જોઇએ. પરંતુ હિંદની રાજ્યવ્યવસ્થામાં એક ફેરફાર ઘણો અગત્યનો છે. તે એ છે કે આ દેશમાં જાશુની રાજકારોબારી કાઉન્સીલ સ્થાપવી જોઇએ, અને નામદાર શહેનશાહના કુટુંબમાંના એક જણને જાશુનો વાયસરોય નીમવો જોઇએ. આમ થવાથી હિંદની સમગ્ર પ્રજાના હિતના અત્યંત અગત્યના રાજકિય સવાલો તુરત ઉપર તરી આવશે, રાજ્યનો પાયો મજબૂત થશે અને હિંદી પ્રજાના અસંખ્ય નાના નાના વર્ગો એકત્ર થઇ દેશહિતના કાર્યમાં જોડાશે. કાયમનો વાઇસરોય નીમાવાથી તે હિંદુસ્તાન સાથે પોતાનું હિત જોડાએલું સમજીને પોતાની જીંદગી તેજ કામમાં રોકશે અને તેથી અત્યારે ધારી નથી શકાતી એવી રાજયભક્તિનો ઉછાળો પ્રજામાં ઉભરી આવશે. હું આશા રાખું છું કે મારી આ સૂચના અવ્યવહારૂ નહિ ગણાય.

## ભ્રાતૃભાવ અને ઐકય.

તે દર્મીઆન આપણે પરસ્પર ભ્રાતૃભાવ અને ઐકય વધારવાનો પ્રયાસ કરવો જોઇએ. આપણા તત્ત્વવેત્તાઓએ કહ્યું છે કે

सर्व भूतस्थमात्मानं सर्व भूतानि चात्मनि ।

અર્થાત્ " માણસે પોતામાં સર્વ વિશ્વને જોવું જોઇએ અને વિશ્વમાં પોતાને જોવો જોઇએ."

આવો ઉંચો બોધ આપનારી તત્વવિદ્યાને માટે આપણે મગરૂર થઇએ તે વાજબી છે. પરંતુ તે નિયમ પ્રમાણે વ્યવહારમાં ચાલવું જોઇએ, તે આપણે કરતા નથી.

यस्तु सर्वाणि भूतनि भूतान्यात्मन्ये वानुपश्यति ।
सर्व भूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥

અર્થાત્ "જે માણસ પોતાના આત્માની અંદર સર્વ વિશ્વને જુએ છે અને વિશ્વ માત્રમાં પોતાને જુએ છે, તે કોઇને ધિઃકારતો નથી." આપણે આપણા કેટલાક બંધુઓને, હલકી કોમના ગણી તેમનો તિરસ્કાર કરીએ છીએ તે આપણું વર્તન શું આ ઉચ્ચ નિયમને અનુસરીને છે? વળી આપણે સામાજીક અને બીજાં જાહેર કાર્યોમાં પરસ્પર અવિશ્વાસ, અદેખાઇ અને ભિન્નભાવ રાખી વર્તીએ છીએ તે શું આ ઉચ્ચ નિયમ તરફ જોતાં અયોગ્ય નથી? આપણે જો આખા વિશ્વમાં એક બ્રહ્મરૂપને વ્યાપેલું જોતા હોઇએ તો તેનાંજ જુદાં જુદાં સ્વરૂપોને તિરસ્કારવાં તે શું યોગ્ય છે? અને તેવો તિરસ્કાર કરીએ તો શું આપણે તે સર્વવ્યાપી બ્રહ્મનો તિરસ્કાર કર્યા જેવું નથી? હું એક વાર ફરીથી આગ્રહ કરૂં છું કે, આપણા પૂર્વજોના વિચારો ઘણા ઉંચા છે, અને તેને તાજા કરવાનો આપણે પ્રયાસ કરવો જોઇએ; તેમજ તે વિચારો પ્રમાણે આપણામાંના દરેકે વ્યવહારમાં ચાલવું જોઇએ. આપણે આપણાથી ભિન્ન વર્ગના માણસોના ગુણોની પિછાન કરવી જોઇએ, અને તેમની ખામીઓ કાઢીને તેમનાથી દૂર રહેવું જોઇએ નહિ. આપણે સઘળાએ હિંદુસ્તાનના પુનરૂદ્ધારનો ઉદ્દેશ લક્ષ્યમાં રાખી કામ કરવું જોઇએ; અને તે ઉદ્દેશથી આપણા કયા સ્વદેશબંધુઓ કેટલું કામ કરે છે તે ઉપરથી તેમની કિંમત કરવી જોઇએ. વળી રાજકારોબાર, પરોપકાર, શાસ્ત્ર, વ્યવહાર કે જ્ઞાનની બાબતમાં જેણે દેશની ઉન્નતિને સારૂ નિઃસ્વાર્થપણે કામ કર્યું હોય તેની યોગ્ય કદર કરવી જોઇએ; પછી તે ખ્રીસ્તી, હિંદુ, મુસલમાન કે પારસી હોય. અને આવું કામ કરનાર કોઇ પણ માણસ હિંદવાન ગણાવો જોઇએ. "જે માણસ પોતાના દેશને ચહાય છે તથા તેના હિતને સારૂ જીંદગી આપવાને તૈયાર થાય છે તેજ ખરો

હિંદવાને છે; જે માણુસ પોતે અમુક જ્ઞાતિમાં જન્મ્યાનું ગુમાન રાખે છે તે નથી. સત્ય એક છે; સઘળા વિચારોમાં એક સત્યનો ભાવ વ્યાપૃત છે, અને તે ભાવ લક્ષ્યમાં રાખી જે માણુસ કામ કરે છે તેનુંજ કામ ઉમદા છે; પછી તેની જ્ઞાતિ ગમે તે હોય. આપણે હિંદુસ્તાનનું ભલું ચહાતા હોઇએ તો આવોજ ભાવ આપણે રાખવો જોઇએ. તોજ દેશમાં સુધારો થઈ ઉન્નતિ થશે.

---

## ઓન. મી. ગોકળદાસ કહાનદાસ પારેખનું ભાષણ.

સન્નારીઓ અને ગૃહસ્થો,

આ વરસે પરિષદના પ્રમુખસ્થાને મને નીમીને આપે મને જે મહત્વ આપ્યું છે તે માટે હું આપનો ઘણો આભારી છું. પણ હું તે સ્થાનને માટે તદ્દન નાલાયક છું. કારણ કે આ સ્થાને આજ સુધી તેમની વિદ્વતા, રાજકાર્યનિપુણતા અને બુદ્ધિપ્રભાવથી પ્રસિદ્ધ થએલા ગૃહસ્થો નીમાયા છે, અને તેમના સરખામણીમાં હું કાંઈ વિશાતમાં નથી. તોપણ તમારી આજ્ઞા છે તો હું સ્વીકારૂં છું પરંતુ હું આશા રખું છું કે મારામાં જે કાંઇ ખામીઓ જણાય તે દરગુજર કરશો.

૨ શરૂઆતમાં હું આ પરિષદ તરફથી શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડનો ઉપકાર માનું છું. કારણ કે તેઓશ્રી આ સમારંભનો આરંભ કરવા માટેજ ખાસ તસ્દી લઇને વડોદરેથી અત્રે પધાર્યા છે. તેઓશ્રીએ આપેલું વ્યાખ્યાન ઘણુંજ ઉમદા, વિદ્વત્તાયુક્ત અને બોધદાયક છે. સંસાર સુધારા પ્રત્યેનો શ્રીમંતનો ઉત્સાહ સુપ્રસિદ્ધ છે. તેઓશ્રી માત્ર બોધ કરીનેજ વિરામતા નથી, પણ પોતાના વિચારો પ્રમાણે વર્તન કરીને લાભદાયક સાંસારિક ધારાઓ ઘડીને સુધારાને વ્યવહારૂ મદદ પણ આપે છે. પોતાના દેશી રાજાઓ તરફ હિંદી પ્રજા ઘણું માન તથા ભક્તિભાવ ધરાવે છે. તેથી સંસાર સુધારાને દેશી રાજાઓની મદદ ઘણી કિંમતી થઇ પડે એમ છે. શ્રીમંત મહારાજા સયાજીરાવ, ના૦ મૈસોરના મહારાજા સાહેબ, ટ્રાવણકોરના મહારાજા સાહેબ, ગોંડળના ઠાકોર સાહેબ અને બીજા કેટલાક દેશી રાજાએ પોતાના બોધ તથા દાખલાથી સંસાર સુધારાને મદદ કરી, આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે. આવી મદદ આપણને છે તો આશા રહે છે કે ભવિષ્યમાં સંસાર સુધારાનો પ્રસાર ઘણો ઝડપથી થશે.

૩. હું આ પ્રસંગે સંસાર સુધારા મંડળો, તેમના સિદ્ધાંતો તથા તેમની કાર્યપદ્ધતિ સંબંધે થોડુંક વિવેચન કરીશ.

## ચાલતા અનર્થકારક રિવાજો.

૪. આપણા સંસારનું બંધારણ હાલ સારી હાલતમાં નથી એ વાત સામાન્યરીતે સ્વીકારાય છે. આપણા સમાજમાં હાલ ઘણા અનર્થકારક રીવાજો પેઠા છે. આ રિવાજોમાં કેટલાક એવા છે કે જેથી આપણી શારીરિક સંપત્તિને હાનિ પહોંચે છે; ને શરીરમાં અનેક કષ્ટદાયી દરદો પેદા થઇ, આપણો ઉત્સાહ મંદ પડી જાય છે, કામ કરવાની સ્ફુર્તિ રહેતી નથી તથા આયુષ્ય ટુંકાં થાય છે; કેટલાક રિવાજો વિદ્યાપ્રાપ્તિ તથા શાસ્ત્રકળાના સંપાદનમાં વિઘ્નરૂપ થઈ, આપણા બુદ્ધિવિકાસમાં મોટો અટકાવ નાંખે છે; અને કેટલાક આપણી નૈતિક અવનતિમાં કારણ છે; કેટલાક સાંસારિક રિવાજોને લીધે ઘણી વખત આપણે આપણાં મનુષ્ય બંધુઓ તરફ અન્યાય ભરેલી વર્તણુક ચલાવીએ છીએ; અને તેઓનો મનુષ્ય તરીકેનો સમાન હક સ્વીકારતા નથી; તેથી પરિણામે આપણી પરોપકારવૃત્તિ મંદ થાય છે: વળી કેટલાક રિવાજોને લીધે આપણાં હૃદય સંકુચિત થઇ, આપણે સઘળાં મનુષ્યો તરફ સરખો સ્નેહભાવ રાખી શકતા નથી, અને હજારો સ્વદેશ બાંધવો નિરંતર દુઃખ અને અધમતામાં રિબાતાં છતાં આપણને તેનું કાંઇ લાગતું નથી. આ રિવાજો નાબુદ કરવાનો સંસારસુધારાનો ઉદ્દેશ છે.

## હાલની આપણી સાંસારિક સ્થિતિ.

૫. આપણો દેશ પ્રાચીન સમયમાં ઊંચા પ્રકારનો સુધારો ધરાવતો હતો. હાલ તે રોપની સુધરેલી અને યુવાવસ્થાના ઉમંગથી ભરેલી પ્રજાઓનાં ગાઢા સંબંધમાં આવ્યો છે. તેથી હાલ આપણા દેશની સ્થિતિ કાંઈ જુદીજ થઇ પડી છે. જાપાનની અને આપણી હાલની સ્થિતિમાં કાંઇક સમાનતા છે; પણ ઘણી બાબતોમાં ભિન્નતા છે. જાપાનને જે સગવડો છે તે આપણને નથી. તેમ પશ્ચિમની સુધરેલી પ્રજાઓની અસર નીચે આવેલી જંગલી પ્રજાઓના જેવી પણ આપણી સ્થિતિ નથી. હિંદુસ્તાનના જંગલી દેશોની માફક એક સામાજીક બંધારણ દૂર કરી, તેને ઠેકાણે બીજું ભિન્ન પ્રકારનું બંધારણ ગોઠવી દેવું બની શકે તેમ નથી; તેમ હાલનું બંધારણ કાળક્રમે ભાગી, તુટીને નાશ પામે અને જગ્યા ચોખી થાય ત્યાં સુધી રાહ

જેવો પણ નહિ. તેમ આપણા સમાજમાં સઘળું હાનિકારક કે ખરાબ છે, એમ પણ નથી. આપણા રિવાજોમાં કેટલાક તદન નિર્દોષ અને કેટલાક ખરેખરા લાભકારક છે. આવા લાભકારક અંશોવાળા બંધારણને તોડી પાડવાનો ઇરાદો કરવો તે પણ ગેરવાજબી અને આત્મઘાત કરવા જેવું છે. આપણા સમાજનું બંધારણ એક પ્રાચીન મકાન જેવું છે. તે એટલું મજબુત છે કે તેને તોડીને જમીનદોસ્ત કરવું અશકય છે; તેમ રહેઠાણને માટે તે અયોગ્ય પણ નથી. ફકત હવા તથા અજવાળાના પ્રવેશને માટે તેમાં પુરતાં દ્વાર નહિ હોવાથી તે અંધકારમય અને રોગોનું નિવાસસ્થાન બન્યું છે. તેથી તેને તોડી પાડવા કરતાં તેમાં જરૂર પુરતાં દ્વાર કરવાથી ગરજ સરશે. હિંદુ સંસારના સુધારાના કામમાં કારીગરને એક ખાસ અનુકૂળતા છે. કારણ કે હવા તથા અજવાળા માટે તેમાં જ્યાં જ્યાં દ્વાર કરવાની જરૂર છે ત્યાં પ્રથમ દ્વાર હતાં; પરંતુ આસપાસની સૃષ્ટિમાં થતા ફેરફારને અનુકૂળ થવા માટે પછીથી તે પુરી લેવામાં આવ્યાં હતાં. એ પુરેલાં દ્વાર ઉઘાડતાં કારીગરને ઘણી મહેનત પડે તેમ નથી. એક વાર સુધરેલી પણ પછીથી અધમ હાલતમાં આવેલી પ્રજામાં સુધારો આવી રીતેજ થઈ શકે. એટલે કે એકદમ ચાલુ સ્થિતિ નાબુદ કરી તેને ઠેકાણે તદન નવિન સ્થિતિ ઉપજાવવાના પ્રયત્નથી નહિ, પણ મૂળ સ્થિતિ કાયમ રાખી તેમાં જ્યાં જ્યાં બિગાડ જણાય તે સુધારવાના પ્રયાસથી થાય. એ ખરૂં છે કે છેલ્લાં પચાસ સાઠ વરસમાં કાંઇ જીત્ર જેવા સુધારા થયા નથી. પરંતુ તે સમયમાં કરેલો પ્રયાસ તદન અફળ તો નથીજ ગયો. કારણ કે તે અરસામાં મળેલા અનુભવથી સુધારકોએ ભવિષ્યમાં કેવી રીતે કામ લેવું તે સંબંધે સુચના મળે છે.

## સામાજીક બંધારણનો પ્રાચીન ઇતિહાસ.

૬. જે પ્રાચીન સમયને આપણે આપણા ઇતિહાસનો સુવર્ણસમય ગણીએ છીએ તે વખતમાં આપણા રિવાજો આવા સજડ નહોતા એમ આપણાં પ્રાચીન પુસ્તકો ઉપરથી જણાય છે. તે વખતમાં જેમ જેમ સમાજ સુધરતો જતો હતો તેમ લોકો ખરાબ રિવાજો રદ કરી સારા રિવાજો દાખલ કર્યે જતા હતા. દાખલા તરીકે એક વખત એવો હતો કે જ્યારે આપણા લોકો માંસાહાર કરતા અને મદ્ય પીતા; પરંતુ પછીથી દેશના

ઘણાખરા ભાગમાંથી તે રિવાજ નાબુદ થયો હતો. વળી એક વખત એવો આવ્યો હતો કે જ્યારે લોકો જાનવારો અને વખતે મનુષ્યનું પણ દેવતાને બલિદાન આપતા; તે પણ વખત જતાં જતું રહ્યું. પછી એક સમયમાં સ્ત્રી પુરૂષના સંબંધ સંબંધે લોકોનું નૈતિક વર્તન ઘણું હલકું પડી ગયું હતું. જે બિના જુદા જુદા પ્રકારે થએલા બાર જાતના પુત્રો કાયદેસર મનાતા તે પરથી સાબીત થાય છે. આમાં પણ સુધારો થઈ ગયો. પછી એક સ્ત્રી એકે ફેરે અનેક પતિને વરી શકે એવી સ્થિતિનો કાળ આવ્યો ને તે પણ જતો રહ્યો. આવી રીતે આપણા પૂર્વજો, અમુક રિવાજોને વળગી નહિ રહેતાં, વખતો વખત તેમને જે ખરાબ જણાય તે દૂર કરી સારા રિવાજો ગ્રહણ કર્યે જતા હતા. પરંતુ પછીના પડતીના સમયમાં સ્થિતિ ફરી ગઇ ને ઘણા હાનિકારક રિવાજો આપણા સંસારમાં જડ ઘાલી બેઠા. આ રિવાજો, પ્રથમ કોઈ અમુક સમયમાં ઉપયોગી હોવાથી દાખલ થયા હશે. પરંતુ પછીના બુદ્ધિની અવનતિના સમયમાં લોકોને તે રિવાજો દાખલ થવાનાં કારણોનું ભાન રહ્યું નહિ, અને જુના રિવાજો પૂર્વજોનો કિંમતી અને પવિત્ર વારસો હોય તેમ તેને તેઓ ચુસ્તપણે વળગી રહેવા લાગ્યા. પશ્ચિમ તરફની વિદ્યાની અસરથી આપણામાં હાલ થોડાં વરસથી બુદ્ધિનો વિકાસ થવા માંડયો છે, ને તેને પરિણામે સંસાર સુધારાની હીલચાલ ઉભી થઈ છે. પશ્ચિમ તરફના વિચારોની અસરથી આપણા સંસારની ખામીઓ આપણને સમજાય છે, તોપણ તે ઉપરથી એમ સમજવાનું નથી કે સંસાર સુધારાની હીલચાલનો ઉદ્દેશ પશ્ચિમ તરફના રિત રિવાજો, આપણા સમાજમાં દાખલ કરવાનો છે. કારણ કે આપણા જે રિવાજો સારા છે તે રિવાજો નાબુદ કરી બીજા દાખલ કરવાનું કાંઈ કારણ નથી. સંસાર સુધારાનો ઉદ્દેશ તો માત્ર એટલોજ છે કે જે જે રિવાજો ખામીવાળા જણાય તે સુધારવા, અને તેમાંના હાનિકારક અંશો નાબુદ કરવા.

## સુધારાની હિલચાલનું પરિણામ—સ્ત્રીકેળવણીનો વધારો.

૭. સંસાર સુધારાની હીલચાલને શરૂ થયે હાલ પચાસ કે સાઠ વરસ થયાં. આ વખત દરમીઆન લોકોના વિચાર તથા રહેણીકરણીમાં થએલા ફેરફાર ઉપરથી આપણી હીલચાલ યોગ્ય માર્ગ ઉપર છે કે કેમ અગર ભવિષ્યમાં તેનું કાંઈ સારૂં પરિણામ આવશે કે કેમ તે સંબંધે નિર્ણય કરી

કારક. આવી તપાસના પરિણામે માલમ પડે છે કે આપણામાં જો કે સુધારાનો પ્રસાર ઘણો ધીમો થાય છે અને આપણી મહેનતના પ્રમાણમાં સારૂં પરિણામ આવતું નથી, તોપણ હરકોઈ બાબતમાં થોડો ઘણો તો સુધારો થયો છેજ. સુધારાનો ઉદ્દેશ લોકોમાં સાંસારિક ખામીઓ સંબંધે ભાન ઉત્પન્ન કરવાનો અને જે અનર્થકારક રિવાજોથી સમાજના શારીરિક, માનસિક અને નૈતિક બંધારણને ઈજા થતી હોય તે સઘળા રિવાજો નાબુદ કરવાનો છે. તોપણ યોગ્ય કારણસર, હાલમાં સુધારકોએ, જે રિવાજો અત્યંત હાનિકારક છે અને જે સત્વર નાબુદ થવાની જરૂર છે તે ઉપરજ પોતાનું ચિત્ત રોક્યું છે. આ રિવાજો સંબંધે શરૂઆતમાં લોકો જે વલણ ધરાવતા હતા તેમાં હાલ ઘણો ફેરફાર થયો છે. આ બધામાં સૌથી વધુ અનર્થકારક બાબત સ્ત્રીકેળવણીનો અભાવ છે. કેળવણીના અભાવે આપણી સ્ત્રીઓ તદ્દન અભણ અને અજ્ઞાન રહે છે; તેથી સુધારકો સ્ત્રીકેળવણીનો પ્રસાર કરવાને મથે છે. તોપણ શરૂઆતમાં સામાન્ય રીતે લોકો સ્ત્રીકેળવણીની વિરૂદ્ધ હતા. લોકો તે વખતે સ્ત્રીકેળવણીને મોટી આફતરૂપ ગણતા. પરંતુ ત્યાર પછી લોકમત ઘણો બદલાયો છે. સ્ત્રીકેળવણી સંબંધે લોકોનો વિરોધ લાંબા વખતથી લગભગ નાશ પામ્યો છે. હવે સ્ત્રીકેળવણીની અગત્ય સામાન્ય રીતે સઘળા લોકો સ્વીકારે છે. ધર્માચાર્યો પણ સ્ત્રીકેળવણીને ટેકો આપે છે અને જ્ઞાતિસમાજો સ્ત્રીકેળવણીની તરફેણમાં ઠરાવો પસાર કરે છે. હવે ઘણાખરા લોકો એવુંજ ઇચ્છે છે કે સ્ત્રીકેળવણીનો બહોળો ફેલાવો થાય અને સ્ત્રીઓને જેમ બને તેમ ઉંચા પ્રકારની અને વધુ અસરકારક કેળવણી મળે. તોપણ હજી આપણામાં સ્ત્રીકેળવણીનો ફેલાવો ઘણોજ થોડો થયો છે અને પારસીઓથી તો આપણે ઘણા પછાત છીએ. પારસી છે, અને પારસીઓથી તો આપણે ઘણા પછાત છીએ. પારસી સ્ત્રીઓમાં જેટલી અને જેવા પ્રકારની કેળવણી ફેલાઈ છે તેનો આપણામાં અંશ પણ નથી.

## બાળલગ્ન.

૮. આપણા સંસારનો બીજો હાનિકારક રિવાજ બાળલગ્ન છે, ને તે દૂર કરવાનો સુધારકોનો પ્રયાસ છે. સંસાર સુધારાની હીલચાલ શરૂ થઈ ત્યારે ૬ અને ૧૦ વરસ વચ્ચેની ઉમરનાં બાળકોના વિવાહ સામાન્ય હતા. ૭ વરસથી ઓછી ઉમરનાં બાળકોના વિવાહ પણ થતા; અને અગીઆર વ-

રસની ઉંમર પછી કન્યાને કુંવારી રાખવી એ અધર્મ્ય અને પાપરૂપ ગણાતું; ને એવા સામાન્ય લોકમતથી વિરૂદ્ધ વર્તન કરનારની નિંદા થતી. પણ ત્યાર પછી લોકોના વિચારોમાં ઘણો તફાવત પડી ગયો છે. છોકરાઓના સંબંધમાં તો જુના વિચારના અને નવા વિચારના સઘળા, ધાર્મિક આચાર્યો અને જ્ઞાતિસભાઓ સહિત, બાળલગ્નને વખોડે છે. કન્યાઓના સંબંધમાં પણ દશ વરસની ઉંમર અંદરની કન્યાઓનાં લગ્ન નાબુદ થતાં જાય છે. અગીઆર વરસ પછી કન્યા કુંવારી રહે તેમાં હવે લોકો પાપ માનતા નથી. કન્યાઓનાં લગ્નની સરાસરી ઉંમર ધીમે ધીમે વધતી જાય છે અને ૧૩, ૧૪ વરસની ઉંમર સુધી પણ કન્યાને અવિવાહિત રાખનારનું કામ હવે નિંદાપાત્ર ગણાતું નથી.

## વિધવા પુનર્વિવાહ.

૯. યુવાન વિધવાઓના પુનર્વિવાહ સંબંધી પ્રતિબંધને પણ સુધારકો હાનિકારક માને છે. તેથી તે પ્રતિબંધ દૂર કરાવવાનો પણ તેમનો પ્રયાસ છે. શરૂઆતમાં હિંદુ જનસમાજ આ સુધારા સામે ઘણોજ વિરોધ ધરાવતો હતો. શરૂઆતમાં જે વિધવાવિવાહ થતા તેથી લોકો ઘણા ખળભળી ઉઠતા હતા. તેઓ પરણનારી વિધવા તથા તેના પતિને જ્ઞાતિબહાર કરતા; એટલુંજ નહિ પણ જે લોકો તે વિવાહમાં મદદ કરતા, લગ્નક્રિયા વખતે હાજર રહેતા કે પરણેલા જોડાની સાથે કોઇપણ જાતનો સંબંધ રાખતા તેમને પણ જ્ઞાતિ બહાર મૂકતા. હજી પણ જ્ઞાતિબહાર કરવાની પ્રથા ચાલુજ છે. તોપણ વિધવાવિવાહ સંબંધે લોકોમાં પહેલાંના જેવો તિરસ્કાર રહ્યો નથી. ઉલટું દિન પ્રતિદિન વિધવાવિવાહ તરફ લોકોની દિલસોજી વધતી જાય છે, અને હરકોઇ જ્ઞાતિમાં વિધવા પુનર્વિવાહની તરફેણ કરનારાઓ વધતા જાય છે. હવે જ્ઞાતિબહાર કરવાના વાજબી કે ગેરવાજબીપણા સંબંધે લોકો છુટથી ચર્ચા ચલાવે છે. એક વખત તો વિધવા પુનર્વિવાહના હિમાયતીઓ, તે સંબંધે, જ્ઞાતિની મંજુરી મેળવવા સુધી લગભગ મામલો લાવ્યા હતા. ટુંકામાં આ સંબંધે લોકોના વલણમાં એટલો ફેર પડયો છે, કે હવે લોકો પરણેલી વિધવા તથા તેના કુટુંબ સાથે નિર્ભયપણે સંબંધ રાખે છે, અને તેવી લગ્નક્રિયાઓ વખતે હાજર રહી શકે છે. મારા વતન ભણીના લોકોમાં, વિધવાવિવાહ ધર્મથી અવિધેય છે એવી કોઈ માન્યતા નથી. તેમનામાં એવા વિવાહ થતા

નથી તેનું કારણ એ છે કે ઉત્તર હિંદુસ્તાન તથા બંગાળા તરફ જેમ લોકો ઓઝલ પડદાના રિવાજને કુલિનતાનું ચિન્હ માને છે તેમ તેઓ વિધવાવિવાહ ન કરવામાં કુલિનતા સમજે છે. દાખલા તરીકે લેઉવા કણબીની નાતના બે વિભાગ છે; જેમાંનો એક જમીનદાર વર્ગ છે તે વિધવાવિવાહ કરતો નથી; ત્યારે બીજો ગરીબ ખેડૂત વર્ગ છે તે વિધવાવિવાહ કરે છે. તેમ છતાં આ બન્ને વિભાગો એક જ્ઞાતિનાજ ભાગ મનાય છે. તેવીજ રીતે મુંબાઇના કચ્છી ઓસવાળ વાણીઆની નાતમાં પણ બન્યું છે. આ લોકોએ જ્યારે જાણ્યું કે પોતાનામાં વિધવાવિવાહ થતા હોવાના કારણે બીજી વણિક જ્ઞાતિઓ તેમને હલકા માને છે ત્યારે તેમણે તે રિવાજ બંધ કર્યો. પરંતુ તેજ જ્ઞાતિના કચ્છમાં રહેનારા લોકોએ તેમનો ઠરાવ કબુલ ન રાખ્યો ને પોતાના મૂળ રિવાજને વળગી રહ્યા. કેટલાક મુસલમાન લોકો પણ, પોતાને કુલિન માની, સામાન્ય મુસલમાનોથી પોતાને માટે ખાસ જુદા રિવાજો રાખવાનું ગુમાન રાખે છે ને તેથી તેઓ વિધવાવિવાહ કરતા નથી. આ ઉપરથી જણાય છે કે વિધવાવિવાહ ધર્મથી વિરૂદ્ધ છે એવો મત સમસ્ત હિંદુ કોમનો નથી; પછી શાસ્ત્રો તો દરેક જૂના રિવાજના સમર્થનમાં રચાય. એકંદરે હાલ વિધવાવિવાહની સંખ્યા વધતી જાય છે અને લોકોનું વલણ તે સંબંધે પહેલાંના કરતાં ઘણુંજ અનુકૂળ બન્યું છે.

## પરદેશ ગમન.

૧૦. પરદેશ ગમન સંબંધી પ્રતિબંધને પણ સુધારકો દેશના સુધારા વધારામાં એક મોટા બાધરૂપ માને છે. શરૂઆતમાં યૂરોપની મુસાફરીએ જઈ આવેલા માણસોને લોકો નાત બહાર મૂકતા. યૂરોપ જઈ આવનાર સાથે કોઇ માણસ જમણવ્યવહાર રાખે તો તે પણ નાતબહાર થતો ને નાતમાં ફરીથી દાખલ થવા માટે તેને પ્રાયશ્ચિત કરવું પડતું. પ્રાયશ્ચિતનો રિવાજ બધી જ્ઞાતિઓમાં સામાન્ય નથી; કેટલીક જ્ઞાતિઓ પ્રાયશ્ચિત વગર પણ માણસોને નાતમાં ફરીથી લે છે. તોપણ હવે જ્ઞાતિમાં ફરીથી દાખલ થવાનું કામ પહેલાંના જેટલું મુશ્કેલ નથી. કેટલીક જ્ઞાતિઓમાં હાલ તે સવાલ ચરચાય છે. આ સંબંધે એટલું કહેવાની જરૂર છે કે મુંબાઇ ઇલાકાની વેપારી કોમોના પૂર્વજોએ આ સવાલનો ફડચો પોતે પોતાની મેળેજ કરી લીધો હતો. સિંધુ નદી ઓળંગી પેલી તરફ જવાય નહિ કે સમુદ્રપ્રયાણ

થાય નહિ એવાં શાસ્ત્રવચનો તેમણે પોતાને પણ લાગુ પડે છે એમ માન્યુંજ નહોતું. તેથી તેઓ દરિયાની સમુદ્ર, અરબી સમુદ્ર તથા આફ્રિકાનાં બંદરો તરફ છુટથી સફર કરતા. હવે શાસ્ત્રવચનોનો અર્થ લઇએ તો આફ્રિકા તથા અરબસ્તાન જવું તે યૂરોપ કે અમેરિકા જવા બરોબરજ છે. વળી કેટલીક પેટા જ્ઞાતિઓ આ સંબંધે છૂટ મૂકતી આવી છે, ને તે જ્ઞાતિઓ સાથે બીજી તેવી છૂટ નહિ મૂકનારી પેટા જ્ઞાતિઓ જમણવ્યવહાર રાખે છે. આવી રીતે એક બીજા સાથે જમણવ્યવહાર રાખનારી પેટા જ્ઞાતિઓ વિલાયત ગમનના સવાલ સંબંધે જૂદું જૂદું વલણ લે તે શું અયોગ્ય નથી? જે પેટા જ્ઞાતિઓમાં તે સવાલ હાલ ચર્ચાય છે તેમાં ઘણા કેળવાએલા અને સુધરેલા વિચારના ગૃહસ્થો છે. હું આશા રાખું છું કે તેઓ જેમ બને તેમ પરદેશ ગમન સંબંધે પોતાના જ્ઞાતિબંધુઓને સરળતા થાય એવીજ રીતે તેનો ફૂડચો લાવશે.

## જ્ઞાતિબંધન.

૧૧. હિંદુ લોકો જ્ઞાતિબંધનને લીધે આટલા બધા વિભાગો અને પેટા વિભાગોમાં વહેંચાઈ જાય તે પણ એક મોટો અનર્થ છે. તેથી જુદી જુદી પેટા જ્ઞાતિઓને એકત્ર કરવાનો સવાલ એ સંસારસુધારાની યાદીમાં એક ઘણી ઉપયોગી બાબત છે. આ બાબત સંબંધે પણ લોકોના વિચારો ઘણા સુધર્યા છે. હાલ પેટા જ્ઞાતિઓ વચ્ચે એખલાસ વધતો જતો જણાય છે, ને જ્ઞાતિસમાજોમાં જુદી જુદી પેટા જ્ઞાતિઓનાં માણસો સામાન્ય હિતને સારૂ એકત્ર મળી વિચાર કરે છે. પેટાજ્ઞાતિઓ વચ્ચે લગ્નવ્યવહાર થવાના બનાવ પણ વધતા જાય છે. આવા લગ્નવ્યવહારને એક જ્ઞાતિએ મંજુર પણ રાખ્યો છે, ને બીજી કેટલીક જ્ઞાતિઓ એટલે સુધી નથી ગઈ; તોપણ પોતામાં તેવો બનાવ કદાચ બને તો તેને તે મોટો ગુન્હો માનતી નથી. એકંદરે પહેલાં કરતાં હાલ પેટાજ્ઞાતિઓ વચ્ચે ઐક્ય વધારે થયું છે. જ્ઞાતિબંધન પણ પહેલાંના કરતાં હાલ શિથિલ થયું છે. માણસની સ્વતંત્રતાની આડે તે હવે વધારે આવતું નથી, અને જ્ઞાતિ બહાર થવાની પહેલાંની ધાસ્તી હાલ ઘણી ઘટી ગઇ છે.

## નૈતિક ધોરણ.

૧૨. લોકોનું નૈતિક વર્તન પણ ધીમે ધીમે સુધરતું જાય છે. ચારિત્ર્યની

શુદ્ધિ ઉપર હવે લોકો વધારે લક્ષ્ય આપે છે; સત્યનો આગ્રહ વધતો જાયછે; મિતાચાર વધતો જાય છે; પોતે અને પોતાની નાત એવો સંકુચિત ભાવ હતો તેને ઠેકાણે લોકો હવે સ્વદેશ અને સ્વદેશ બંધુઓ એવો વિસ્તૃત ભાવ ધરાવતા થયા છે. હાલની સાંસારિક વ્યવસ્થા સંબંધે અસંતોષ વધતો જાય છે; સુધારાને માટે ઉત્સુકતા વધે છે; "સંસાર સુધારા" માટે સ્થળે સ્થળે મંડળો સ્થપાય છે; જુદી જુદી કોમો વચ્ચેનો વિરોધભાવ ઓછો થતો જાય છે; સામાન્ય હિતને માટે જુદી જુદી કોમોનાં માણસો એકત્ર થઇ કામ કરે છે; સ્વદેશ અને સ્વદેશ બાંધવો પ્રત્યેનાં પોત પોતાનાં કર્તવ્ય સંબંધી ઉંચો વિચાર લોકોમાં આવતો જાય છે, અને દરેક સ્થળે સુધારાની અસર ફેલાતી હોય અને સુધારાને માટે સંજોગો વધારે વધારે અનુકૂળ થતાં હોય એવાં ચિન્હો જણાય છે.

### સંજોગોના બળથી સુધારો થવા દેવો કે ખાસ પ્રયાસથી?

૧૩. આવી રીતે આપણે સુધારો કર્યે જઇએ છીએ અને જો કે ઉદ્દેશ પુરેપુરો સાધવાને હજી ઘણી વાર છે, તોપણ તે સંબંધે સારી આશા રહે છે. આ વખતે આપણે નિશ્ચય કરવો જોઇએ કે આપણે આપણો ભવિષ્યનો સુધારો હાલની પેઠે સંજોગોનાજ બળથી થવા દેવો કે આપણે પોતેજ તે ત્વરિત અને સુઘટિત થાય તેવો પ્રયાસ કરવો? જો આપણે અમુક ઉદ્દેશ સાધવાનો છે તો તે તરફ આપણે સંજોગોનાજ બળથી દોરાયા જઇએ તે કરતાં આપણે પોતાના પ્રયાસથી વધીએ તો વધારે સારૂં પરિણામ આવે. તેથી આપણે આપણો ઉદ્દેશ હમેશાં લક્ષ્યમાં રાખી આસપાસના સંજોગોમાં જે અનુકૂળ જણાય તેનો લાભ લેવો જોઇએ, અને હરકોઇ પ્રસંગે એવી સાવચેતીથી આપણું નાવ ચલાવવું જોઇએ, કે જેથી પ્રતિકૂળ સંજોગોની પ્રતિકૂળ અસર આપણા કામ ઉપર થાય નહિ. સંસાર સુધારાનું કામ એવું છે કે આપણા પોતાના પ્રયાસ વગર તેમાં આપણે કદી પણ ફત્તેહ મેળવીશું નહિ. સંસાર સુધારામાં ઉપર જણાવેલા અનર્થકારક રિવાજો નાબુદ કરવાનો ઉદ્દેશ ગૌણ છે. પણ ચારિત્ર્ય બાંધવાનો હેતુ મુખ્ય છે. તેથી વહેમ અને ભેદભાવ દૂર થઈ લોકોનાં મન વિશાળ થાય, લાગણીઓ વધે, હિંમત અને બીજા સાંસારીક કામકાજમાં આવશ્યક ઉપયોગી ગુણો આવે તો ઉપર જણાવેલા અનર્થો આપોઆપ દૂર થશે.

આવા ગુણો આવવા માટે કેળવણીનો બહોળો ફેલાવો થવો જોઇએ, અને લોકોએ પોતાનાં મન ઉપર કાબુ રાખતાં શીખવું જોઇએ. સંસાર સુધારાના પ્રસારને માટે સંજોગો ઉપર આધાર રાખી શકાય નહિ, તેને માટે તેનો મૂળ ઉદ્દેશ લક્ષ્યમાં રાખી, હમેશાં પદ્ધતિસર, ચાલુ ખંતથી પ્રયાસ કરવો જોઇએ, અને સંજોગોને કાબુમાં રાખી તેઓને એવી રીતે વ્યવસ્થિત કરવા જોઇએ કે જેથી તેઓ તે ઉદ્દેશ સાધવામાં મદદરૂપ થાય.

## સંસાર સુધારા સંબંધે કરવાનાં કામ.

૧૪. સંસાર સુધારા સંબંધે કામ કરવાનું ક્ષેત્ર ઘણું બહોળું છે. (૧) કેવી સાંસારિક વ્યવસ્થા ઉત્તમ ગણાય તે સંબંધે લોકોમાં જ્ઞાન ઉત્પન્ન કરવાનું છે; (૨) તેઓ પોતાનું સામાજીક બંધારણ તપાસી તેની ખામીઓ સમજતા થાય તેવો પ્રયાસ કરવાનો છે; (૩) તે ખામીઓ કેવા ગંભિર પ્રકારની છે તે સંબંધે તેમને સમજણ આપવાની છે; (૪) તેઓ કોઇ પણ કામમાં બીજા ઉપર આધાર નહિ રાખતાં જાત ઉપર આધાર રાખતા થાય તેમ કરવાનું છે; (૫) હાલ લોકો નિષ્કાળજીને લીધે પોતાના અનર્થકારક રિવાજો તરફ બીલકુલ ધ્યાન આપતા નથી તે સ્થિતિ સુધારવાની છે; (૬) માણસો સમાજના હિત સંબંધે કાળજી રાખતા થાય તેમ કરવાનું છે; (૭) સમાજ પ્રત્યે દરેક માણસનું શું શું કર્તવ્ય છે તે સંબંધી સમજણ ફેલાવવાની છે; (૮) સ્ત્રીઓમાં સામાન્ય માહીતિ વધે અને કેળવણીનો બહોળો ફેલાવો થાય તેને માટે ખાસ ઉપાયો લેવાના છે; (૯) આખા સમાજની તથા દરેક વ્યક્તિની નીતિમાં સુધારો થાય તેવો પ્રયાસ કરવાનો છે; (૧૦) જે રિવાજોથી માણસોનાં મન સંકુચિત થાય છે, તેમની નીતિ હલકી થાય છે અને તેમના સુધારા વધારામાં હરકત આવે છે તેવા રિવાજો ઉપર સખ્ત પ્રહાર કરવાનો છે; (૧૧) અને જે માણસો ખરાબ રિવાજોને લીધે પીડાય છે તેમને મદદ કરવાની છે.

૧૫. સુધારાના પ્રસારને લોકોના વિરોધ કરતાં તેમની નિષ્કાળજી વધારે નડે છે. માટે તે સ્થિતિ સુધારવાનો પ્રથમ પ્રયાસ થવો જોઇએ. સુધારાનો પ્રસાર એટલો ઝપાટાથી થતો નથી તેનું કારણ એ છે કે આપણા ઘણાખરા લોકો, સુધારકો તરફથી ચર્ચાતી તેમના હિતની અત્યંત અગત્યની બાબતો તરફ બેપરવા રહે છે. તેઓ તે સંબંધે બિલકુલ વિચાર કરતા

નથી. તેથી તેઓને આ બાબતોમાં ચિત્ત પરોવતા કરવા એ અગત્યનું કામ છે. જો તેઓ સાંસારિક સવાલો ઉપર લક્ષ્ય આપે, અમુક અમુક રિવાજો કેટલે અંશે લાભકારક છે અને કેટલે અંશે હાનિકારક છે, કેટલે અંશે તેઓને શાસ્ત્રોની અનુમતિ છે અને કેટલે અંશે નથી, તથા કેટલે અંશે તેઓ આપણા પૂર્વજોના વિચારો તથા રહેણી કરણીને અનુકૂળ છે તે તપાસે; તથા ટૂંકામાં કહીએ તો તેઓ આ બાબતો સંબંધે કાંઇક દિલસોજીથી અને નિખાલસ મનથી વિચાર કરે તો હું ધારૂં છું કે સુધારાના વિચારો તેમના મન ઉપર ઠસાવવામાં ઝાઝી મુસ્કેલી નડશે નહિ. તેથી આ વિચારો વારંવાર જુદા જુદા સ્વરૂપમાં તેમની આગળ રજુ કરવાની જરૂર છે. કદાચ ધાર્યું પરિણામ મેળવતાં ઘણો લાંબો વખત નીકળી જશે; તો પણ હું ધારૂં છું કે આપણે જો ખંતથી મંડયા રહીશું તો આખરે ફતેહ મેળવીશું.

૧૬. આ દેશમાં છેલ્લાં કેટલાંક વરસોમાં સંસાર સુધારા મંડળો સ્થપાયાં છે; તથા કેટલાક ઉત્સાહી સુધારકો સુધારાનો પ્રસાર કરવાને બનતો પ્રયાસ કરે છે. તો પણ એકંદર પરિણામ સારૂં આવ્યું નથી. તેનું કારણ કાર્યપદ્ધતિનીજ ખામી છે. આપણા આજ સુધીના પ્રયાસો સઘળા નિર્બળ, અનિયમિત અને પદ્ધતિ વગરના છે. આટલા મોટા જનસમાજના વિચારો ફેરવવા માટે નિયમિત, પદ્ધતિસર, જોસભેર અને ચાલુ પ્રયાસો થવા જોઇએ. સુધારકોએ એકત્ર થઇને તથા પોતાનું સઘળું બળ એકઠું કરીને વાંધાવાળા રિવાજો ઉપર ચોતરફથી હુમલા કરવા જોઇએ. તેટલા માટે દેશમાં સઘળાં સ્થળોએ સુધારા મંડળો સ્થપાવાં જોઇએ. આ દરેક મંડળનાં માણસોએ પોત પોતાના વિભાગમાં એકત્ર કામ કરવું જોઇએ. તેમ જુદાં જુદાં મંડળોએ એક મુખ્ય મંડળની આગેવાની નીચે સામાન્ય હિલચાલમાં મદદ કરવી જોઇએ. આ જ ઉદ્દેશથી હાલ ઘણી જગ્યાએ શાખા અને મુખ્ય મંડળો સ્થાપવામાં આવ્યાં છે, અને બીજાં સ્થળોએ સ્થાપવાનો પ્રયાસ ચાલુ છે.

## જ્ઞાતસમાજો-તેથી લાભ કે હાની ?

૧૭. સંસાર સુધારાની હીલચાલને પરિણામે છેલ્લાં કેટલાંક વરસોમાં કેટલીક જ્ઞાતિઓ તથા ધાર્મિક સંસ્થાઓ હાલની સ્થિતિથી અસંતુષ્ટ થઇ છે,

ને તેમણે પોત પોતામાં સુધારા કરવા માટે સમાજો સ્થાપી છે. આ સ-
માજોમાંની કેટલીક સાંસારિક તથા ધાર્મિક બાબતો સંબંધે વિચાર કરવાને
વરસે દહાડે મળે છે. કેટલીક સમાજો પોતાના જ્ઞાતિ તથા ધર્મ બંધુઓને
તેમના સુધારા વધારામાં મદદ કરવાના ઉદ્દેશથી સ્થપાઈ છે, અને તેઓ
તેમના વહેમ તથા વાંધા જેવા વિચારો બાજુએ રાખી, તેમને અનુકૂળ
આવે એવી રીતે, નિયમિતપણે તથા ખંતથી પ્રયાસ કરે છે. વળી કેટલીક
જ્ઞાતિસમાજો પોત પોતાની જ્ઞાતિઓમાં સુધારકોએ હાથ ધરેલા સઘળા
સુધારાઓ દાખલ કરવાના ઉદ્દેશથી સ્થપાઈ છે. આ સમાજો ફક્ત વાતો કરી-
નેજ સંતોષ માનનારી નથી. પરંતુ જે માણસોને પોતે ખરાબ રિવાજો પ્રમાણે
વ્યવહાર નહિ કરવા માટે જ્ઞાતિ બહાર થઈને અગર બીજી રીતે વેઠવું પડ્યું
છે તેમને વ્યવહારૂ દિલસોજીથી, શિખામણથી તથા બીજા હરકોઈ પ્રકારે
મદદ કરીને વ્યવહારૂ કામ પણ કરે છે. આ સમાજોનો સામાન્ય સંસાર
સુધારાની હીલચાલમાં કેવી રીતે ઉપયોગ કરવો તે સંબંધે સુધારક મંડળોએ
નિશ્ચય કરવો જોઇએ. પહેલા એ વર્ગની જ્ઞાતિસમાજો, જે સુધારાઓની
અગત્ય સંબંધે તેમની જ્ઞાતિમાં એકમત થયો હોય તેને વ્યવહારૂ રીતે દા-
ખલ કરવાનો પ્રયાસ કરીને ઘણું ઉપયોગી કામ બજાવે છે. વળી તેમના
પ્રયાસથી જ્ઞાતિજનોમાં જાત મહેનતથી તથા એક બીજા સાથે જોડાઈને
કામ કરવાની સમજણ આવે છે. તેમનાં હૃદય વિશાળ થાય છે, તેઓ
આત્મભોગ કરતાં શીખે છે અને પોતાના બંધુઓ તરફનું પોતાનું
કર્તવ્ય સમજતા થાય છે. પરંતુ આ મંડળોથી એક પ્રકારની હાનિ
થવાનો પણ સંભવ છે. તેઓથી કદાચ લોકોમાં જ્ઞાતિભેદ વધતો જવાનો,
માણસોનાં મન વધારે સાંકડાં થવાનો અને તેમની દિલસોજી સમસ્ત પ્રજા
ઉપર નહિ પ્રસરતાં અમુક જ્ઞાતિનીજ હદમાં ગુંથાઇ રહેવાનો સંભવ છે.
કારણ કે અમુક જ્ઞાતિના અગર ધર્મપંથના હિતને માટે સમાજ સ્થપાય
ત્યારે તે જ્ઞાતિમાંનાં ઘણાં જુજ માણસો સામાન્ય સુધારાની હિલચાલમાં
ભાગ લેનારાં નીકળે. આવી સમાજો અને ખાસ કરીને બીજા વર્ગની સ-
માજો સંસાર સુધારાના મોટા મોટા સવાલોના નિર્ણયમાં કાંઈ ઉપયોગી
કામ નહિ બજાવી શકે, એમ ધારીને કેટલાક સુધારકો તેમનાથી વેગળા
રહે છે. તોપણ હજી દેશમાંથી જ્ઞાતિ અને પંથો નાબુદ થવાની ઘણી વાર
છે. તેથી સુધારકોએ આવાં મંડળોથી વેગળા નહિ રહેતાં તેમની સાથે જો-

ડાઇને તેમનો જેટલો ઉપયોગ થાય તેટલો કરી લેવો જોઇએ, અને વખ-
તો વખત પોતાની સલાહથી તેઓ સુધારાના વિચારોની વિરૂદ્ધ જતાં હોય
તો અટકાવવાં જોઇએ. આ પ્રમાણે જો સુધારકો તે મંડળોથી દૂર નહિ
રહેતાં તેમાં ઉત્સાહથી ભાગ લેશે અને પોતાની બુદ્ધિ તથા લાગવગથી
જ્ઞાતિની સત્તાને યોગ્ય માર્ગમાં દોરશે તો હું ધારૂં છું કે જ્ઞાતિમંડળો કોઇ
પણ રીતે હાનિકારક થવાને બદલે દેશહિતનાં ઘણાં ઉપયોગી સાધન
નીવડશે. આમાં મારા માનવા પ્રમાણે છેલ્લા વર્ગના જ્ઞાતિસમાજો ખાસ
કરીને સંસાર સુધારાની હિલચાલને મદદરૂપ થાય એવી છે. તેથી આ
સમાજોને સંસાર સુધારા મંડળો સાથે જોડવી જોઇએ; અને તેમણે, સ્થા-
નિક મંડળોએ, તથા મુખ્ય મંડળોએ જોડાઇને સુધારાના કામમાં પરસ્પર
સહાયથી પ્રયાસ કરવો જોઇએ.

## સંસાર સુધારક મંડળીઓનું મુખ્ય કર્તવ્ય.

૧૮. સંસાર સુધારા મંડળોની મુખ્ય ધારણા લોકોમાં કેવા પ્રકારની સા-
માજીક વ્યવસ્થા ઉત્તમ ગણાય તે સંબંધે સમજણ ઉત્પન્ન કરવાની, તેઓને
ન્યાય, સમાનભાવ અને ઉદારતાના ધોરણે હાલની આપણી સામાજીક સં-
સ્થાઓની યોગ્યાયોગ્યતાની તપાસ લેતા કરવાની, અને તે તપાસને અંતે
તે ધોરણને અનુકૂળ તે સંસ્થાઓ છે કે કેમ તે સંબંધે નિશ્ચય કરતાં શી-
ખવવાની છે. આ ઉપરથી મારી એમ કહેવાની ધારણા નથી કે અમુક
સુધારો લોકોમાં પ્રિય કરવાને માટે કે લોકોના ધાર્મિક વિચારો સંતોષવાને
માટે સંસાર સુધારા મંડળોએ પોતાના વિચારોના સમર્થનમાં શાસ્ત્રવચનો
ટાંકી, તે સુધારો શાસ્ત્રોને અનુકૂળ છે, અગર અમુક ખરાબ રિવાજ જુ-
ના વખતમાં નહોતો પણ પછીથી દાખલ થયો છે એમ બતાવવું નહિ
જોઇએ. પરંતુ હું આ પદ્ધતિને ઝાઝી અગત્ય આપતો નથી. જે તે બા-
બતમાં શાસ્ત્રવચનો ઉપર આધાર રાખીને તથા ચાલતા રિવાજોને વ્ય-
વહારમાં નિયમ તરીકે માનીને, પછી તે મુજબ થતું કાર્ય વાજબી હોય
કે ગેરવાજબી હોય તોપણ ચાલવાની આપણને ટેવ પડી ગઇ છે. તેથી
આપણામાં સ્વતંત્ર વિચાર કરી કામ કરવાની શક્તિ રહેતી નથી, આપ-
ણામાં કોઇ પણ કામ જાત ઉપર આધાર રાખી કરવાનો જુસ્સો આવતો
નથી, તથા આપણા હૃદયમાંની વાજબી ગેરવાજબીનો વિવેક કરવાની ઇ-

શ્વરદત્ત શક્તિ મંદ પડી જાય છે. આપણે શાસ્ત્રને માટે હૃદયમાં માન ધરાવવું જોઇએ, તથા તેમની આજ્ઞા વિરૂદ્ધ વર્તન કરતા પહેલાં બહુ સંભાળથી વિચાર કરવો જોઇએ તે ખરૂં. તોપણ આપણું માન એટલી હદ સુધી જવું નહિ જોઇએ કે જેથી શાસ્ત્રવચનને અનુસરવા માટે આપણે આપણી ચિદ્વૃત્તિ વિરૂદ્ધ પણ વર્તન કરવા તૈયાર થઇએ. ચિદ્વૃત્તિને જાગ્રત કરી તે સારાસારની પરીક્ષા કરવામાં તિવ્ર થાય તેવી કરવાથી ચારિત્ર્યની શુદ્ધિ ઝટ થાય છે. તેટલા માટે એ જરૂરનું છે કે આપણા લોકો સંસાર સુધારાને લગતી હરકોઇ બાબત સંબંધે પોતેજ તપાસ કરી નિર્ણય કરતાં શીખે.

## શાસ્ત્રવચનો ઉપર આધાર રાખી વર્તવામાં મુશ્કેલી.

૧૯. શાસ્ત્રવચનો ઉપરજ આધાર રાખી હરકોઇ પ્રસંગે વર્ત્તવા સામે એક બીજો વાંધો પણ છે. પ્રથમ તો આપણાં શાસ્ત્રો જુદા જુદા કાળમાં, અને દેશની ઘણીજ ભિન્ન ભિન્ન અવસ્થાઓમાં રચાએલાં છે. તેથી તેઓમાં સમાનતા જળવાઇ નથી; અને જુદાં જુદાં શાસ્ત્રોના વિચારો વચ્ચે વિસંવાદ જણાય છે. તેથી શાસ્ત્રોને અનુસરીને વ્યવહાર ઠરાવવાં જતાં તેમના અર્થ કરવાની ગંડભાંજ ઉભી થાય છે, અને એક બીજાની વિરૂદ્ધ જતા ગ્રંથો–વિચારો વચ્ચેનો વિરોધ મટાડવાનો પ્રયાસ કરવો પડે છે. પરંતુ તેમ બનવું અશક્ય જણાયું છે. કારણ કે શાસ્ત્રોના ઉંડા અભ્યાસવાળા સમર્થ વિદ્વાનોના અર્થ એક બીજાથી ઘણા ભિન્ન પડે છે. આવી સ્થિતિમાં દરેક પક્ષ પોતે જેને માટે વધારે માન ધરાવતો હોય તેવા વિદ્વાનનો અર્થ માન્ય રાખે છે. આથી જે અનર્થ દૂર કરવા માટે આ ગડભાંજ ઉભી થઇ હોય તે તો બાજુએ રહે છે, અને લોકોનું ચિત્ત આવી આવી નિરર્થક તકરારોમાં ગુંથાય છે; અને પરિણામે તેઓનાં મન અનેક ગોટાળામાં પડે છે.

## વિરૂદ્ધપક્ષ લાભકારક છે.

૨૦. કેટલાક માણસોને વિરૂદ્ધવાદ પસંદ હોતો નથી. પોતાના વિચારો સંબંધે લોકોમાં વિરૂદ્ધતા ઉભી થએલી જોઇ તેઓ અમુંઝાય છે. પરંતુ મારા અભિપ્રાય પ્રમાણે તો પ્રમાણિક વિરોધ ઘણો ઉપયોગી છે. કારણ કે તેથી માણસ સાવધ રહે છે, ને જે ખામીઓ વિરૂદ્ધ પક્ષ વગર અંધારામાં રહી જાય તે ખામીઓ તેના જાણવામાં આવે છે. વિરૂદ્ધ પક્ષ હોય તોજ

માણસ અમુક સવાલની બન્ને બાજુઓ જોઇ શકે છે. વિરૂદ્ધ પક્ષના અભાવે તો આપણી હીલચાલ નિર્બળ રહે છે અને તેમાંથી ઘણો ઉત્સાહ કમી થાય છે. જે પક્ષ મજબુત કારણો ઉપર ટકેલો છે તેને વિરૂદ્ધતાથી કશો ભય નથી, પણ ઉલટો લાભ છે. તેથી વિરૂદ્ધ પક્ષના વિરોધથી કંટાળો નહિ ખાતાં આપણે તેમના તરફથી રજુ કરવામાં આવતા વાંધાનો રદીઓ આપવાને તૈયાર થવું જોઇએ, ને તેનાંમાં જે કોઇ વાજબી લાગે તે પ્રમાણે આપણી બાજુમાં સુધારો કરી લેવો જોઇએ. આ ઉપરાત સુધારકોને બીજા કેટલાક અપ્રમાણિક વિરોધ નડશે તે તેમણે લક્ષ્યમાં રાખવું જોઇએ. કેટલાક માણસો અન્તઃકરણથી સુધારાના વિચારનાં હશે તો પણ સુધારક પક્ષના અમુક માણસો સાથેના પોતાના ખાનગી વિરોધને લીધે તેઓ સામી બાજુની મદદમાં ઉભા રહેશે; કેટલાક જાણી જોઇને સુધારકોને લોકોમાં હલકા પાડવા માટે તેમના વિચારો તથા દલીલોને ખોટું સ્વરૂપ આપવાનો યત્ન કરશે. પરંતુ આવા લોકો ઝાઝા હોતા નથી, તેથી સુધારકોએ તેમની દરકાર કરવી નહિ.

## સુધારકોએ કેવી રીતે કામ કરવું જોઇએ.

૨૧. એક બાબત જે હમેશાં ચર્ચાતી આવી છે તે એ છે કે સંસાર સુધારા મંડળનાં માણસો ઉપર તેમના બોલવા તથા વર્તવા સંબંધે કાંઇ અંકુશ હોવો જોઇએ કે કેમ? સંસાર સુધારાની બાબત એક માણસના લાભ હાનિની હોય તો માણસ પોતાના વિચાર પ્રમાણે ગમે તેમ બોલે અને ચાલે, તેમાં કોઇને લેવા દેવા નથી; પરંતુ સંસાર સુધારામાં એક માણસનો લાભ નથી. સુધારકને તો પોતાના વિચારની છાપ આખા સમાજ ઉપર પાડવાની છે. તેથી સમાજમાંથી પોતે તદ્દન જુદો પડી ન જાય તેટલા પુરતો તેણે પોતાનાં વચન અને કાર્ય ઉપર અંકુશ રાખવો જોઇએ. એક રીતે સંસાર સુધારાની તરફેણમાં અને વિરૂદ્ધમાં વિચાર ધરાવનારાઓનાં બે ટોળાંમાં સમાજ વહેંચાઇ ગયો છે. પરંતુ સુધારાના વિરોધીઓ સુધારો બિલકુલ પસંદ કરતા નથી એમ તો નથીજ. થોડો ઘણો સુધારો તો બધાં માણસો પસંદ કરે છે તેથી સમાજની એક બીજી રીતે પણ વહેંચણી થઇ શકે. એટલે કે સંસાર સુધારાને ભિન્ન ભિન્ન અંશે પસંદ કરનારાઓનાં અનેક ટોળાંમાં સમાજને વહેંચી શકાય. તેમાં મોખરાનું

સ્થાન સુધારકોને આપી શકાય. સુધારકો અને બીજાઓમાં ફેર એટલો કે તે સૌની આગળ છે અને બીજા પાછળ છે પણ સૌ એક માર્ગના મુસાફર તો છેજ. હવે જો સુધારકો ઝપાટાથી વધવ સાથે પોતાનો વેગ એટલી હદમાં રાખે કે જેથી તેઓ તેમની પાછળ આવતાં ટોળાંની નજર બહાર નીકળી જાય નહિ, તો તેમની ઝડપથી, પાછળનાં ટોળાં પણ ઝડપથી ચાલવાને ઉત્તેજાશે પરંતુ ઝપાટાથી આગળ વધી તેઓ બીજાં ટોળાંની નજર બહાર નીકળી જાય તો પછી પાછળનાઓને તેમનું ઉત્તેજન બિલકુલ રહેશે નહિ. તેમ થતાં તેમનો દાખલો પાછળ પડેલાંઓને કાંઇ ઉપયોગનો નહિ રહે. આ સંબંધમાં બંગાળાની બ્રાહ્મસમાજનો દાખલો હું તમારી આગળ રજુ કરૂં છું. બ્રાહ્મસમાજ હિંદુ જનસમાજથી તદ્દન જુદી પડી ગઇ છે. તેથી તેમનો દાખલો સમાજના બીજા વિભાગો માટે નિરૂપયોગી થયો છે. તેટલા માટે ઝપાટાથી વધવા સાથે તમારે એટલી કાળજી રાખવી જોઇએ કે તમારી ગતિથી તમે મોટા જનસમૂહથી જુદા પડી ન જાઓ.

## સુધારકો કેવા જોઇએ?

૨૨. આ ઉપરાંત સંસાર સુધારા સમાજોએ એક બીજી બાબત લક્ષ્યમાં રાખવાની છે. સમાજોના કામની ફતેહ માણસોની મોટી સંખ્યા, તેમની સાંસારિક સ્થિતિ, બુદ્ધ કે વિદ્વત્તા ઉપરજ આધાર રાખતી નથી આ ઉપરાંત સમાજોનાં માણસોમાં કેટલાક ગુણો જોઇએ કે જે ગુણો વગર તેઓનો પ્રયાસ નિર્બળ, અનિયમિત અને પદ્ધતિ વગરનો થઈ જાય અને તેમનાથી ઘણુંજ થોડું કામ થાય પ્રથમ તો તેમને જે જે રિવાજો સુધારવા માટે તેઓ પ્રયાસ કરતા હોય તેની ખામીઓ સંબંધે પુરી ખાત્રી હોવી જોઇએ. તેવીજ રીતે જે જે સુધારાઓ કરવાને તેઓને જરૂર જણાતી હોય તેના વાસ્તવિકપણા સંબંધે તેમનાં મન દૃઢ થએલાં હોવાં જોઇએ. સંસાર સુધારા મંડળમાં થોડાં માણસ હશે તો ચાલશે પણ તેમાં જો અધકચરાં અને ડગમગતા ચિત્તનાં માણસો હશે તો મોટી હાનિ થશે. કારણ કે તેવાં માણસોથી આખા મંડળ ઉપર માઠી અસર થવાનો સંભવ છે. બીજું સુધારા મંડળનાં માણસોમાં સ્વદેશ અને સ્વદેશ બંધુઓ માટે ગાઢ પ્રીતિ અને લાગણી હોવી જોઇએ. ઉપયોગી કામ કરવાને શક્તિવાળા તો ઘણા માણસો હોય છે; પરંતુ તેમની લાગણીઓ તેમનાં કુ-

ટુંબ, ગામ અને જ્ઞાતિનીજ હદમાં ગુંથાઈ રહેલી હોવાથી તેઓ આવાં કામમાં જોડાતા નથી તેથી માણસોના મન વિશાળ થવાની ઘણી જરૂર છે કારણ કે જ્યાં સુધી માણસો સમસ્ત દેશને કુટુંબવત્ ગણે નહિ અને સ્વદેશ બાંધવોને ભાંડુઓ જેવા લેખે નહિ ત્યાં સુધી આખા સમાજને સુધારવાનું મહાભારથ કામ ઉપડી શકે નહિ. વળી સુધારકોએ, સમાજનાં અંગો તરીકે, પોતાના સ્વદેશ બંધુઓને દુઃખ અને દારિદ્રયના ખાડામાંથી ઉદ્ધારવાના પ્રયાસમાં ભાગ લેવાની પોતાની ફરજ છે એમ સમજવું જોઇએ; અને તેમની શારીરિક, માનસિક અને આર્થિક ઉન્નતિમાં નડતાં વિઘ્નો દૂર કરવાનો પ્રયાસ કરવો જોઇએ. હાલ જે જે દુઃખો હિંદી પ્રજા ખમે છે તે દુઃખો દૂર કરવાં શકય છે; માટે સંસાર સુધારા સમાજોનાં માણસોએ તેને માટે આત્મભોગ કરવાની પોતાની ફરજ સમજવી જોઇએ. અમુક માણસ સ્વદેશને માટે કેટલો આત્મભોગ કરી શકે છે તે ઉપરથી તેના ઉત્સાહ તથા દેશદાઝની કિંમત થાય છે. જે માણસ સુધારાનો બોધ કરે છે પણ તેને સારૂ કાંઇ પણ ભોગ આપી શકતો નથી તે કાંઇ ઉપયોગનો નથી. સ્વદેશ પ્રત્યેની ફરજ સમજી જાપાનના લોકો પોતાની ગમે તેવી કિંમતી ચીજ અને સૌથી વહાલામાં વહાલો પ્રાણ ગુમાવે છે તે આપણે દરરોજ જોઇએ છીએ આવી કર્તવ્ય સમજ અને સ્વદેશ પ્રત્યેની લાગણીથી જાપાનની પ્રજા હાલની સુધરેલી પ્રજાઓમાં ઉંચો દરજ્જો મેળવવાને શક્તિવાન થઇ છે. આત્મભોગ માટેની તત્પરતા ઉપરાંત સુધારા મંડળનાં માણસોમાં ધિરજ અને ખંતથી ચાલુ અને સખ્ત મહેનત કરવાની ટેવ હોવી જોઇએ. લાખો માણસોના વહેમો દૂર કરવા, તેમના ભ્રમ ભરેલા વિચારો કાઢી નાંખવા, તથા તેમની બેપરવાઈ કાઢી નાખી સુધારાની બાબતોમાં તેમને ઉત્સાહ લેતા કરવા, તેમની ચિત્તવૃત્તિ જાગૃત કરવી અને તેમનું ચારિત્ર્ય દૃઢ કરવું એ કામ ઘણું મુશ્કેલ છે અને તેને માટે જ્યાં સુધી નિયમિતપણે, પદ્ધતિસર, એકત્ર અને મજબુત પ્રયાસ થાય નહિ ત્યાં સુધી તેમાંનું કાંઈ બની શકે એમ નથી તેથી સંસાર સુધારા મંડળનાં માણસોએ જ્યાં સુધી પોતાની ધારણા પાર પડે નહિ ત્યાં સુધી એક સરખા ઉત્સાહથી કામ કર્યાં કરવું જોઇએ.

## એકત્ર થઈને હિંમતથી કામ કરવાનો જુસ્સો.

૨૩. ફતેહને માટે એક આવશ્યક ગુણ પરસ્પર મદદ કરીને કામ કર-
વાની સમજણ છે. જ્યાં સુધી સંખ્યાબંધ માણસો એકત્ર થઈને કામ ઉપા-
ડે નહિ ત્યાં સુધી કોઈ મોટું કામ થવું અશક્ય છે. આવો એકત્ર થઈને
કામ કરવાનો જુસ્સો આપણા લોકોમાં પુરતો ઉત્પન્ન થયો નથી. આપણા
દેશમાં ઘણી જાહેર સંસ્થાઓ, સંયુક્ત પેઢીઓ તથા કારખાનાં આ કારણ-
ને લીધે ફતેહમંદ થતાં નથી. સામાન્ય કામને માટે જોડાયા પછી અંદર
અંદરનાં ખાનગી વેર, અદેખાઈ તથા વિરોધ છોડી દેવાં જોઈએ; સાથે
કામ કરનારાઓના ભિન્ન પડતા વિચારો તરફ સહનશિલતા રાખવી જો-
ઈએ; તથા પોતાનાજ વિચારને હઠથી વળગી નહિ રહેતાં, જરૂર પુરતી
છુટછાટ મુકી, સમાધાનથી, સઘળાઓએ ઠરાવેલા એકાદ માણસનો ચુકાદો
માન્ય રાખવો જોઈએ; વગેરે બાબતો હજી આપણા લોકો સમજતા નથી.
જો ઉપયોગી કામોમાં ખાનગી વિરોધ સંભારવામાં આવે, બીજાના ભિન્ન
વિચારો સહન ન થઈ શકે, અને પોતાનું ધાર્યું કરવાની હઠ માણસો પકડે
તો સંયુક્ત કામ લગભગ અશક્ય જેવું થાય. વળી બીજાના ભિન્ન વિચારો
સહન કરવામાં અને ઉદારતાથી તેનુ માન રાખી, જતું કરવામાં કાંઈ અ-
નીતિ થતી હોય એમ પણ નથી. જે કોઈ પણ મંડળ જુદાં જુદાં અં-
ગોનું બનેલું હોય તો તે અંગો વચ્ચેનો સંબંધ સરળ હોય તોજ તે મં-
ડળ સારૂં કામ કરી શકે. અને સમાજમાં આવી સરળતા તથા સમાધાન
જાળવવા માટે દરેક માણસે પોતાનાં વાણી, સ્વભાવ તથા કાર્ય ઉપર થો-
ડો ઘણો અંકુશ રાખવોજ જોઈએ. ફત્તેહ માટે બીજો આવશ્યક ગુણ
હિંમત છે. સંસાર સુધારાનું કામ એવું છે કે તે સંબંધે ઘણા પ્રસંગોએ
સુધારકોને લોકોની કફામરજી વહોરી લેવી પડશે, લોકો તેમનું બદ બોલી
કરી તેમને હલકા પાડવાનો યત્ન કરશે, તેઓ તેમને અનેક પ્રકારની ધમકી
આપશે, તેમનાં સગાં વહાલાં તથા જીગરજાન દોસ્તો પણ પ્રસંગે તેમની
સાથેનો વ્યવહાર બંધ કરશે, અને કદાચ જ્ઞાતિ બહાર થવાનો પણ પ્રસંગ
આવશે. તેથી સુધારકોએ હમેશા આ બધી મુસ્કેલીઓ નજર આગળ
રાખીને જ કામ કરવું જોઈએ કે જેથી એકાએક કોઈ મુસ્કેલી ઉભી થ-
તાં હિંમત હારી જવાય નહિ. સુધારકોને હિંમતથી તથા નિડરપણે વર્તવા.

ની ડગલે ડગલે જરૂર પડશે. આ સાંસારિક યુદ્ધમાં જીંદગીનું જોખમ નથી, તેમ શરીર ઉપર ઘા પડવાના નથી. તોપણ હિંમત વિનાનો માણસ જેમ રણક્ષેત્રમાં ટકી શકતો નથી તેમ અહીંઆં પણ ટકી શકશે નહિ. ધિરજ પણ સુધારાને માટે આવશ્યક ગુણ છે સુધારાનું કામ ધીમું છે અને લાંબા વખતે ઘણી મહેનત પછી ફલિત થાય તેવું છે તેથી માણુસ જો ધિરજ ખોઈ દે તો તે લાંબા વખત સુધી ઉત્સાહથી કામ કરી શકશે નહિ. કોઇ પણ મોટું કામ એકદમ પાર પડતું નથી; તેથી દરેક કામમાં ધિરજ રાખવાની જરૂર છે. બીજી એક વાત સુધારકોએ લક્ષ્યમાં રાખવાની છે તે એ કે જો તેઓ શુદ્ધ જીવન ગાળવા માટે, ખાનગી, ઘરસંસારી તથા સામાજીક નીતિનું ધોરણ ઉંચું ચઢાવવા માટે તથા ન્યાય, ઉદારતા, દિલસોજી અને સહનશિલતાથી વર્તન કરવા માટે લોકોને બોધ કરે છે તો તેમનુ જીવન પણ શુદ્ધ, ડાઘ વિનાનું અને જે ખામીઓ પોતે વખોડે છે તે ખામીઓથી રહીત હોવું જોઇએ પોતે અમુક ખામીઓ વખોડતા છતાં તેજ ખામીઓ પોતાના જીવનમાં રહેવા દે તેવાં માણસો અને તેમનાં મંડળો લોકોમાં વગોવાશે. છેવટે મારે એ કહેવાનું છે કે સંસાર સુધારા માટે કામ કરનારાઓને પોતાના કામની ફતેહ સબંધે વિશ્વાસ હોવો જોઇએ. જેઓ પ્રથમથીજ વિશ્વાસ વગર કામ કરે છે તેઓ ઉત્સાહથી કામ કરી શકતા નથી. સંસાર સુધારાના કામમાં નિરાશાનો અંશ પણ મોટા વિઘ્નરૂપ થઈ પડે તેમ છે. આ દેશની સંસાર સુધારાની હીલચાલના ઇતિહાસ ઉપરથી, તથા જે ઉચ્ચ સ્વદેશાભિમાનથી જાપાનના લોકો બહાદુરાઇ કરવા બહાર પડયા છે તે ઉપરથી આપણે ઉત્તેજિત થવું જોઇએ. જો તમે તમારી ફરજો ખરા દિલથી બજાવશો અને ખરા વિશ્વાસથી કામ કરશો તો ઇશ્વર તમારી સહાયમાંજ છે. તેમ છતાં અમુક સુધારાઓ કરવામાં તમે કદાચ નિષ્ફળ થયા તોપણ તમારી હીલચાલથી તમે લોકોનાં હૃદય વિશાળ કરવામાં તથા તેઓમાં ઉચ્ચ વિચારો પ્રસારવામાં જે ફત્તેહ મેળવશો તે તમારી મહેનતનો જેવો તેવો બદલો નથી. હાલ તમે કદાચ નિષ્ફળ થયા તોપણ તમે ઉત્પન્ન કરેલા આ ગુણોની અસરથી થોડા વખત પછી પણ તમારા ઇચ્છિત સુધારાઓ સમાજમાં જરૂર દાખલ થવાના.

# બીજા દિવસની બેઠક.

## ઠરાવો.

સામાજીક પરિષદની પહેલા દિવસની બેઠકમાં **ઓન. મી. જસ્ટીસ ચન્દાવરકરનું** વાર્ષિક હેવાલરૂપ વ્યાખ્યાન, **શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડનું** પ્રાસ્તાવિક વ્યાખ્યાન, તથા **ઓન. મી. ગોકળદાસ પારેખનું** પ્રમુખ તરીકેનું ભાષણ થઈ રહ્યા પછી બીજા દિવસની બેઠકમાં સંસાર સુધારાને લગતી જુદી જુદી બાબતો સંબંધે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. તે ઠરાવો અને તે સંબંધે થએલાં વ્યાખ્યાનોનો સાર નીચે આપ્યોછે:–

### ૧. બાળલગ્ન.

**મીસીસ વિદ્યાગૌરી રમણભાઇ મહિપતરામે** પહેલો ઠરાવ નીચે પ્રમાણે સભા સન્મુખ રજુ કર્યો હતો:–

"બાળલગ્નનો રિવાજ લોકોની શારીરિક, આર્થિક અને સાંસારિક સંપત્તિને અત્યંત હાનિકારક છે, પ્રાચીન વૈદ્યક ગ્રંથો તથા અર્વાચીન કેળવાએલો જનસમૂહ તે રિવાજને વખોડે છે અને આપણાં શાસ્ત્રોની તેને સમ્મતિ નથી એવા પોતાના પહેલાંની બેઠકો વખતે જાહેર કરેલા અભિપ્રાય ઉપર આ પરિષદ ફરીથી ભાર મુકે છે તેથી તે સઘળા સુધારાના મિત્રોને આગ્રહ કરે છે કે તેમણે પોતાના દાખલા તથા બોધથી તે હાનિકારક રિવાજનો ત્વરિત અને સમુળગો નાશ થાય તેવો પ્રયાસ કરવો જોઇએ. (૨) વળી આ પરિષદ, વડોદરા રાજ્યને માટે બાળલગ્ન પ્રતિબંધ કાયદો ઘડવાના હિંમત ભર્યા કામને માટે, વડોદરાના **ના. મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડને** અભિનંદન આપે છે અને ખાત્રીથી માને છે કે જે દિર્ઘ વિચારણા અને જુદી જુદી બાબતોના દક્ષતા ભર્યા તોલન પછી તે ધારો પસાર થયો છે અને તેમાં જે વાજબી નરમાશ મુકવામાં આવી છે તેથી તે ધારાનો અમલ વડોદરા રાજ્યની પ્રજાને આર્વકારદાયક થઇ પડશે. આ પરિષદ આશા રાખે છે કે **શ્રીમંત મહારાજા સાહેબ** તરફથી ભવિષ્યમાં સંસાર સુધારાને લગતા અનેક ધારાઓ ઘડાશે અને બાળલગ્ન સંબંધી ધારો તે ધારાઓની શરૂઆતરૂપ નીવડશે. પરિષદને ખાત્રી છે કે મૈસોર અને વડોદરા રાજ્ય જેવાં સુધારા વધારામાં આગળ પડતાં

અને કેળવાયેલાં રાજ્યોના દાખલાનું હિંદુસ્તાનના બીજા દેશી રાજાઓ અનુકરણ કરશે.”

ઠરાવના સમર્થનમાં મીસીસ વિદ્યાગૌરી રમણભાઇએ કહ્યું કે “બાળલગ્નને અટકાવવાની જરૂર સંબંધે હવે કોઈ વાંધો લેતું નથી. તોપણ બાબત એવી ગંભિર છે કે જ્યાં સુધી એક પણ બાળ પત્ની કે બાળમાતા દેશમાં મળી આવે નહિ એવી સ્થિતિ થાય ત્યાં સુધી સુધારકો, જો બાળલગ્ન અટકાવવાનો પોતાનો પ્રયાસ ચાલુ રાખે નહિ તો પોતાની ફરજ ચુકવાનો તેમને શિર મોટો આરોપ રહેશે. કારણ કે આ બાબત ઉપર હિંદુસ્તાનના ભવિષ્યનો આધાર રહે છે આ અને બીજા કેટલાક સાંસારિક અનર્થોથી લોકોની નીતિમાં એટલો બિગાડ થયો છે કે પાકી વયે લગ્ન કરવાના સધારણ રીતે સરળ સુધારામાંથી પણ પોત પોતાનાં છોકરાંના વિવાહ કરવાનો વખત આવે છે ત્યારે કાંઈ કાંઇ બહાનાં કાઢી લોકો છટકી જાય છે. બહાનાં કહાડનારને બહાનાંની ખોટ હોતી નથી. કેટલાંક વૃદ્ધ માબાપ એવું બહાનું લાવે છે કે મોટી વય સુધી પોતાનાં બાળકોને તેઓ કુંવારાં રાખે તો વખતે તેઓનું મરણ થઈ જાય અને પોતાનાં બાળકોનાં લગ્ન થએલાં જોવાનો અમુલ્ય લાભ તેઓ ગુમાવે. કેટલાંક માબાપ એવું જણાવે છે કે લગ્ન મુલતવી રાખવા જતાં સારો સંબંધ આવેલો જાય. બાળલગ્ન અટકાવવામાં સુધારકોનો ઉદેશ માત્ર સ્ત્રીઓ અને બાળકોનું રક્ષણ કરવાનોજ નથી. તેમાં તેઓ આખી હિંદી પ્રજાનું હિત જુએ છે. બાળલગ્ન અટકાવવા માટે વડોદરાના ના. મહારાજાએ જે કાયદો કર્યો છે તે સુધારાના સંબંધમાં જેવો તેવો બનાવ નથી. તેનાથી બાર વરસની અંદરની ઉંમરની કન્યાઓનાં લગ્ન અટકશે એટલુંજ નહિ પણ તેનાથી બાળલગ્નની હાનિ સંબંધે લોકોમાં ભાન આવશે. આ કાયદો કરવાથી પ્રાચીન સમયના હિંદુ રાજાઓ જે ઉચ્ચગ્રાહ ધરાવતા તેવોજ ઉચ્ચગ્રાહ ધરાવનાર ના. મહારાજા આપણને જણાયા છે. પ્રાચીન સમયમાં રાજાઓ, માબાપના જેટલીજ લાગણીથી પોતાની પ્રજાના સુખ દુઃખ સંબંધે કાળજી રાખતા અને ઘરસંસારમાં, જ્ઞાતિમાં કે સમાજમાં જ્યાં જ્યાં અન્યાય કે અનર્થ તેમને દૃષ્ટિગોચર થતા કે તે નાબુદ કરવાને તેઓ જરા પણ આચ-

કરી આતા નહિ. તેવીજ ઉચ્ચ વૃત્તિ શ્રીમંત મહારાજા સાહેબ ધરાવે છે, તેને માટે તેઓશ્રીને ધન્યવાદ ઘટે છે."

આ ઠરાવને સમર્થન આપતાં **મીસીસ વિશ્વનાથ આયરે** જણાવ્યું હતું કે "**ના. હીંદી** સરકારે બાળલગ્ન સબંધે પોતાની તટસ્થ વૃત્તિને વળગી રહેવું જોઇએ નહિ. તે નામદારે સતી થવાનો ભયંકર રિવાજ નાબુદ કરીને મનુષ્યભોગ થતો અટકાવ્યો છે. વળી તેણે વિધવા વિવાહને કાયદાની સમ્મતિ આપી છે. તો **મૈસોર** અને **વડોદરાનાં** રાજ્યોના દાખલાને અનુસરીને, તે નામદારે બાળલગ્ન અટકાવવાનો કાયદો પસાર કરી, શા માટે પોતાની પ્રજાના હિતનું રક્ષણ કરવું જોઇએ નહિ? જુદી જુદી હિંદુ જ્ઞાતિઓના આગેવાનોએ પોતાની જ્ઞાતિઓમાં આ અનર્થકારક રિવાજ બંધ પાડવો જોઇએ અને શાસ્ત્રની આજ્ઞાને અનુસરીને પાકી વયે લગ્ન કરવાનો રિવાજ ફરી દાખલ કરવો જોઇએ."

**મી. સેવકલાલ હલસુખરામ પરાખે** ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે "બાળલગ્ન ઘણા ઘણા અનર્થોનું મૂળ છે; જો તે મૂળ નાબુદ થાય તો તેમાંથી ઉત્પન્ન થએલા તે બધા અનર્થો નાબુદ થશે. એ ઘણી શોચની વાત છે કે શાસ્ત્રોની જેને સમ્મતિ નથી એવા જંગલી રિવાજના આપણે ગુલામ થઇ પડયા છીએ."

**મી. ડી. જી. દલવીએ** પણ આ ઠરાવની તરફેણમાં ભાષણ કર્યું હતું અને પછી તે સર્વાનુમતે પસાર થયો હતો.

## ૨. મિત વ્યવહાર.

આ ઠરાવ **મી. સેમ્યુઅલ સ્મીથે** રજુ કર્યો હતો:—

"આ દેશમાં, માદક પદાર્થોના વપરાશમાં થએલા ગંજાવર વધારાને આ પરિષદ દેશના આર્થિક તથા નૈતિક સુધારા વધારામાં મોટા બાધરૂપ ગણે છે; દેશમાં મિત વ્યવહાર વધારવાને થતા પ્રયાસ તરફ તે પોતાની દિલસોજી જાહેર કરે છે, અને તે દરેક સુધારા મંડળને આગ્રહ કરે છે કે તેણે આ હિલચાલને મદદ કરવી અને આ અનર્થનો પ્રસાર અટકાવવા માટે લોકોમાં મજબુત લાગણી ઉત્પન્ન કરવી વળી આ પરિષદ સમસ્ત હિંદુસ્તાનના મિત વ્યવહાર પરિષદમાં થએલા ઠરાવોને મંજુર રાખે છે."

આ ઠરાવ રજુ કરતાં **મી. સેમ્યુઅલ સ્મીથે** જણાવ્યું હતું કે "પહે-

લા દિવસના પરિષદના કામથી મને ઘણો આનંદ થયો હતો: તેમાં શ્રીમંત મહારાજા ગાયકવાડનું ભાષણ સાંભળીને હું ઘણો ખુશી થયો હતો. સંસાર સુધારા સંબંધે હિંદુસ્તાનમાં તથા બીજા કોઈ પણ દેશમાં મેં સાંભળેલાં ઉત્તમોત્તમ વ્યાખ્યાનોમાં મહારાજાનું વ્યાખ્યાન ગણી શકાય. જે સવાલોનો ફડચો થવા ઉપર હિંદી પ્રજાના ભવિષ્યનો આધાર છે તે સંબંધે શ્રીમંત મહારાજા જેવા એક રાજકર્તાને વ્યાખ્યાન કરતા જોઈ મને હિંદુસ્તાનના ભવિષ્ય સંબંધે સારી આશા ઉત્પન્ન થઈ છે. હું માનું છું કે પરિષદ સન્મુખ રજુ થએલી બાબતો હિંદુસ્તાનના લોકોની સુખ સંપત્તિ સંબંધે અત્યંત ઉપયોગની છે. હું હિંદી સુધારકોને અન્તઃકરણથી ફત્તેહ ઈચ્છું છું. હિંદુસ્તાનમાં દારૂનો ઇજારો આપવાની પદ્ધતિ ખામી ભરેલી છે. આ દેશમાં ચાલતી મિતવ્યવહાર સંબંધી હિલચાલની સાથે જોડાઇને સરકારે પણ દારૂનો વપરાશ ઓછો કરવાને પ્રયાસ કરવો જોઇએ. હરકોઈ દેશમાં લોકોના ઉચ્ચ વિચારોનેજ અનુસરીને ચાલવાની સરકારની ફરજ મનાય છે. તોપણ હાલની સરકારોનું વલણ જેમ તેમ કરીને ઉપજ વધારવા તરફ વધારે રહે છે. તેમાં આબકારી ઉપજ તરફ તેમનું પહેલું ધ્યાન ખેંચાય છે. આ સંબંધે ઇંગ્લાંડ તથા હિંદુસ્તાન બન્ને દેશોની સરખી સ્થિતિ છે. આપણે સરકારને ઉપજ કરવા કરતાં મિતવ્યવહાર તરફ વધારે નજર રાખવાની વિનંતિ કરીશું. મુંબાઈમાં મીલોના કામદારોને દારૂ મેળવવાની જે સગવડો છે તે ઓછી કરાવવાના ઉપાયો થવા જોઇએ. છોકરાંને દારૂ વેચાતો બંધ થવો જોઇએ અને સ્ત્રીઓને દારૂ વેચવા બેસાડવાની મના થવી જોઇએ."

ડૉ. જોસફ બેન્જામીન તથા મી. નંદલાલે આ દરખાસ્તને ટેકો આપ્યો હતો, પછી તે સર્વાનુમતે પસાર થઇ હતી.

## ૩. ઓઝલ પડદાનો રિવાજ અને બીજા કેટલાક રિવાજો.

આ ઠરાવ મી. બીપીનચન્દ્ર પાલે રજુ કર્યો હતો:—

"સંસાર સુધારા તરફ દિલસોજી ધરાવનારા માણસોને આ પરિષદ આગ્રહ કરે છે કે, તેમણે કેટલાક હાનિકારક રિવાજો જેવા કે (૧) ઓઝલ પડદાનો રિવાજ (૨) કજોડાં (૩) એક કરતાં વધુ સ્ત્રી પરણવાનો રિવાજ (૪) લગનની મોટી મોટી પહેરામણીઓ (૫) વિધવા કેશવપન, વગેરેથી સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો હલકો પડે છે અને તેમની શારીરિક, માનસિ-

ક અને નૈતિક હાલતને હરકત પહોંચે છે તે વિરૂદ્ધ લોકોમાં મજબુત લાગણી ઉભી કરવાનો પ્રયાસ કરવો. આ સંબંધે મુસલમાન કોમના કેટલાક આગેવાનોએ પોતાની કોમમાંથી ઓઝલ પડદાનો રિવાજ નાબુદ કરવાને કરેલી ભલામણ તથા આ ઇલાકાનાં કેટલાંક મુસલમાન કુટુંબોએ પોતાનામાંથી ઓઝલનો રિવાજ દૂર કરી શુભ શરૂઆત કરવાની બીના પરિષદ સંતોષ સાથે યાદ કરે છે."

આ ઠરાવ રજુ કરતાં **મી. બીપીનચન્દ્રપાલે** કહ્યું કે, "પહેલા દિવસના કરતાં આજરોજ શ્રોતાઓની સંખ્યા ઘણી નાની છે; પણ તે ઉપરથી આપણે નિરૂત્સાહ થવાનું કારણ નથી. કારણ કે પહેલે દિવસે જ્યારે મોટી સંખ્યાજ માત્ર હતી ત્યારે આજ ખરા ઉત્સાહી માણસો અત્રે છે. અને રાજકિય, સાંસારિક તેમ ધાર્મિક સુધારાના સંબંધમાં મોટી સંખ્યાના કરતાં થોડા પણ ખરા ઉત્સાહવાળા અને સાચા દિલથી કામ કરવાને ઉત્સુક માણસો હોય તે હું વધારે પસંદ કરૂં છું. તેટલા માટે આજે મેળાવડો પહેલા દિવસ કરતાં નાનો છે, તેમાં કાંઇ નિરાશ થવા જેવું નથી. માત્ર તમે સંસાર સુધારાના કાર્યમાં ખરા અન્તઃકરણથી અને અડગપણે મચ્યા રહેશો તો તમે થોડા હશો તોપણ હરકત નથી. ઠરાવમાં જણાવેલા અનર્થકારક રિવાજો દૂર કરવાને માટે હું તમને મજબુત આગ્રહ કરૂં છું."

**સ્વામી નિત્યાનંદે** આ ઠરાવના સમર્થનમાં જણાવ્યું કે, "પડદાનો રિવાજ ઘણોજ હાનિકારક છે. સ્ત્રીઓની મર્યાદાના રક્ષણ સારૂ ઓઝલપડદાની જરૂરજ નથી. કારણ કે સ્ત્રીઓ સ્વભાવેજ અત્યંત શરમાળ અને મર્યાદશિલ હોય છે. તેથી ઉલટું પુરૂષો મર્યાદશિલ કે શરમાળ ઓછા હોય છે તેથી સ્ત્રીઓને બદલે તેમણે ઓઝલ પડદે રહેવું જોઇએ."

**મી. આર. વી. મહાજનીએ** ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, "લગ્નમાં મોટી મોટી પહેરામણીઓ લેવાનો રિવાજ ઘણો હાનિકારક છે. હાલના વખતમાં જેમ છોકરો યુનિવર્સીટીની વધારે ઉંચી પરીક્ષામાં પસાર થયો હોય તેમ તેની પહેરામણી વધારે વધારે લેવામાં આવે છે. આ રીતે મુળનો રિવાજ નબળો પડવાને બદલે દિન પ્રતિ દિન મજબુત થતો જાય છે. ઓઝલ પડદાના રિવાજને નૉમદાર આગાખાને ઘણા સખ્ત શબ્દોમાં વખોડી કાઢયો છે. નામદાર આગાખાનની સલાહ આપણને અ-

ત્યંત ઉપયોગી છે. તે નામદારના શબ્દોની સારી અસર થઇ હોય એમ લાગે છે; કારણ કે આજરોજ આ પરિષદમાં ઘણી મુસલમાન બાનુઓ હાજર છે, જેમાંની કેટલીક ઓઝલ પડદે રહેનારી બાનુઓ છે."

પછી **મી. એ. હૈદરીએ** ઓઝલ પડદાના રિવાજથી મુસલમાન કોમને થતાં નુકસાન સંબંધે ભાષણ કર્યું હતું. પછી ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## ૪. વિધવા પુનર્વિવાહ.

આ ઠરાવ **મી. એન. કે. રામસ્વામી આયરે** રજુ કર્યો હતોઃ—"(૧) આ પરિષદ, સ્ત્રીઓ ઉપર ફરજયાત વૈધવ્ય દાખલ કરવાના રિવાજને સ્ત્રીઓના સ્વાભાવિક હકનો ભંગ કરવા સમાન ગણે છે. મરકી, દુકાળ વગેરે કારણોને લીધે પ્રતિદિન બાળ વિધવાઓની સંખ્યામાં થતા જતા વધારાથી તે સંતાપ પામે છે; અને માને છે કે આપણા સાંસારિક હિતને માટે આ નિર્દોષ વિધવાઓની હાલત સત્વર સુધારવી જોઇએ. તેથી તે આગ્રહ કરે છે કે વિધવા પુનર્વિવાહ વિરૂદ્ધ જે જે અડચણો છે તે દૂર કરવાનો પ્રયાસ કરવો જોઇએ. (૨) દેશમાં ધીમેથી પણ મક્કમ રીતે થતા જતા સુધારા વધારાથી તથા વિધવાવિવાહ કરનારાં જોડાં અને તેમનાં છોકરાં સાથે લોકોમાં વધતા જતા સાંસારિક સંબંધથી આ પરિષદ સંતોષ પામે છે. તોપણ તે માને છે કે હજી વિધવાપુનર્વિવાહ સંબંધે લોકોના વિચારો ફેરવવા માટે ઘણું કરવાનું બાકી છે. તેટલા માટે તે આગ્રહ કરે છે કે વિધવાઓની સ્થિતિ ઉન્નત કરવાને જે માણસો આતુર હોય તે સઘળાઓએ પુનર્વિવાહ કરનાર જોડાં પ્રત્યે પોતાની સંપૂર્ણ દિલસોજી દર્શાવવી જોઇએ."

આ ઠરાવ રજુ કરતાં **મી. આયરે** જણાવ્યું હતું કે, "કેટલાક માણસો કહે છે કે વિધવાપુનર્વિવાહ સંબંધી પ્રતિબંધથી થતા અનર્થો અટકાવવાને માટે કન્યાઓના લગ્નની ઉંમરની હદ વધારવી જોઇએ. પરંતુ આ સૂચના એવી નથી કે તેનાથી અનર્થ સમુળગો દૂર થાય. માટે હું તે સ્વીકારી શકતો નથી."

આ ઠરાવના સમર્થનમાં **મી. રોશનલાલે** જણાવ્યું કે, "હું પોતેજ વિધવા સાથે પરણ્યો છું ને તેથી મારી જ્ઞાતિએ મારા ઉપર ઘણો જુલમ ગુજાર્યો હતો. આપણા ઉપર ગુજરતી મરકી, દુકાળ અને ગરીબાઇની

આતો, આપણી વિધવાઓ તરફની કઠોરતાનું પરિણામ છે."

**મી. લાલા રૂચીરામે** ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે, "છેલ્લા વસ્તી ગણત્રીના રીપોર્ટપરથી જણાય છે કે આપણા દેશમાં ચારસોથી પાંચસો વિધવાઓ એક વરસ અંદરની ઉમરની છે; ૨૦૦૦૦ વિધવાઓ પાંચ વરસ અંદરની ઉમરની છે; અને પાંચ વરસથી વધુ ઉમરની વિધવાઓ તો લાખો છે. મીસીસ એની બીસાન્ટ કહે છે કે વિધવાઓને પરણવા દેવામાં આવશે તો દેશમાં કેટલીક સ્ત્રીઓને આખો જન્મારો કુંવારી રહેવાની દશા આવી પડશે. પણ આ દલીલ હું સ્વીકારી શકતો નથી. હું તો માનું છું કે આપણા દેશમાં કેટલીક સ્ત્રીઓ આખો જન્મારો કુંવારી રહે તે કરતાં દેશમાં બાળવિધવાઓ હોય તો મોટો અનર્થ છે."

**મી. ગણપત શંકર શોહોનીએ** ઠરાવને ટેકો આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયો હતો.

### ૫. સ્ત્રી કેળવણી.

**મી. સી. વી. વૈદ્યે** આ ઠરાવ રજુ કર્યો હતોઃ—

"આ પરિષદ માને છે કે આ દેશમાં કેળવણીનો પ્રસાર ઘણો ધીમો હોવાથી દેશમાં સામાજીક, ઘર સંસારી તથા બીજો હરકોઇ પ્રકારનો સુધારો વધારો ઝડપથી થવામાં મોટું વિઘ્ન નડે છે. તેથી તે સ્ત્રીઓમાં કેળવણીનો બહોળો પ્રસાર કરવાની જરૂરીઆત ઉપર ભાર મૂકે છે, અને તે ના. બ્રિટિશ સરકાર, દેશીરાજાઓ અને બીજા ખાનગી ગૃહસ્થોને વિનંતિ કરે છે કે તેમણે શાળાઓ અને કોલેજો મોટી સંખ્યામાં ઉઘાડવાની તજવીજ કરવી; અને તેજ ઉદ્દેશને માટે નાણાંની મદદ આપીને તથા વિદ્યાર્થીઓને માટે સ્કોલરશીપો વગેરે સ્થાપીને ગૃહશિક્ષણના વર્ગો ઉઘાડવા માટે ઉત્તેજન આપવું."

**મી. વૈદ્યે** જણાવ્યું કે, "નવા અને જુના વિચારના બન્ને વર્ગો સ્ત્રી કેળવણીની આવશ્યકતા સ્વીકારે છે. આપણા ધર્મમાં પણ એવું ફરમાન નથી કે સ્ત્રીઓને કેળવણી ન આપવી. વળી સ્ત્રીઓને કેળવણી આપીએ એમાં કાંઇ આપણે નવિન સુધારો દાખલ કરતા નથી; કારણ કે તેમ કરવાથી આપણે આપણા દેશમાં પ્રાચીન સમયમાં જે ચાલતું તેજ કરીએ છીએ. આપણા દેશમાં બુદ્ધધર્મ હસ્તીમાં આવ્યો અને મુસલમાનોએ હુમલા

કરી દેશ જીતી લીધો ત્યારથી આપણામાં સ્ત્રી કેળવણી બંધ પડી. પણ તે સ્થિતિ હવે ચાલુ રહેવા દેવી જોઇએ નહિ. બ્રિટિશ રાજ્ય સ્થપાયા પછી આપણે જાણી શકયા છીએ કે પ્રાચીન સમયમાં આપણા દેશમાં પણ સ્ત્રીઓને, હાલ યૂરોપમાં સ્ત્રીઓને જેવી કેળવણી અપાય છે તેવી કેળવણી અપાતી હતી.''

**મીસીસ કાશીબાઈ કાનીટકરે** આ ઠરાવનું સમર્થન કરતાં જણાવ્યું કે, "સંસાર સુધારાની સઘળી બાબતોમાં સ્ત્રી કેળવણીની સૌથી વધુ અગત્ય છે. હિંદી સ્ત્રીઓ ગ્રેજ્યુએટો નહિ થાય તો ચાલશે, પણ તેમને સમાજનાં ઉપયોગી અંગો થાય તેટલી કેળવણી તો આપવીજ જોઇએ. મારા ધારવા પ્રમાણે તો સ્ત્રીઓને પુરતી કેળવણી આપવામાં આવે તો સંસાર સુધારાની બાબત તેઓ પોતેજ ઉપાડી લે, અને પુરૂષોને માથેથી તે બોજો ઓછો થતાં તેઓ એકલી રાજકિય બાબતમાં ગુંથાય."

**મીસીસ કાશીબાઈ હરલેકરે** ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, "સ્ત્રીઓને કેળવણી નહિ આપવાનું કારણ મને તો એ લાગે છે કે સ્ત્રીઓ કેળવાય તો તેઓ ઉંચે ઉંચે બાથ ભીડવા જાય, અને પુરુષોનાં કામોમાં માથું ઘાલે અને પરિમિત જીંદગી ગાળવામાં તેમની વૃત્તિ ઓછી રહે, એવી પુરૂષોને ધાસ્તી હશે. પણ આ બીક તદન ખોટી છે. વિધવા પુનર્વિવાહ સબંધી નીવેડો સ્ત્રી કેળવણી સિવાય આવવાનો નથી."

**મીસીસ મથુરાબાઈ જોશી** અને **મીસીસ તારાબાઇ વનારે**એ ટેકો આપ્યા બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## ૬ હિંદુ સ્ત્રીઓ માટે ઉદ્યોગો.

આ ઠરાવ મીસીસ **વેનુબાઇ નામજોશી**એ રજુ કર્યો હતો:—

"આ પરિષદ ધારે છે કે હિંદુ સ્ત્રીઓ શિક્ષકો, ઉપદેશકો દાકતરો અને નર્સો તરીકે પોતાની બહેનોને ઘણો લાભ કરી શકે; અને તેમનામાં તે કામને માટે સ્વાભાવિક લાયકાત હોવાથી તેઓ તે સારી રીતે કરી શકે. નિરાધાર હિંદુ વિધવાઓ જો આ ધંધાઓમાં પડે તો તેમનો નિર્વાહ સારી રીતે થાય. તેથી આ પરિષદ, જાહેર પ્રજાને આગ્રહ કરે છે કે, આ ધંધાઓને માટે તૈયાર થવા સારૂ જે સંસ્થાઓ, સ્ત્રીઓને અને ખાસ કરીને વિધવા સ્ત્રીઓને શિક્ષણ આપે છે તેમને મદદ કરવી."

ઠરાવ રજુ કરતાં **મીસીસ નામ જોશીએ** વિધવાઓની સ્થિતિ સુધારવાને માટે પરિષદને મજબુત આગ્રહ કર્યો હતો; અને સૂચવ્યું હતું કે તે કામને માટે વિધવાઓને નર્સો, દાયણ અને શિક્ષક તરીકેનું શિક્ષણ આપનારા વર્ગો ઉઘાડવા જોઇએ.

**મીસીસ પાર્વતીબાઇ આઠવલેએ** ઠરાવને ટેકો આપતાં કહ્યું હતું કે, “ અમે વિધવાઓ સંન્યાસ લઇએ છીએ, પણ ગૃહસ્થોનાં ઘરો અમારી સંન્યાસવૃત્તિને અનુકૂળ હોતાં નથી; એટલુંજ નહિ પણ તેમના વિલાસો દિવસે દિવસ વધતા જાય છે. હાલની સ્ત્રી કેળવણીનું પરિણામ જોઇએ તેવું સારૂં થતું નથી. વિધવાઓને જો ગૃહસ્થના ઘરમાં રાખવી હોય તો વસિષ્ટ જેવા ગુરૂઓ આપો. અમારે માટે વિધવાશ્રમો બાંધો, અથવા તો અમારે રહેવાનાં ઘરો પવિત્ર આશ્રમ જેવાં કરો. ઘણા કેળવાએલા અને વયોવૃદ્ધ પુરૂષો નાની ઉમરની કન્યા સાથે લગ્ન કરે છે તેથીં તેમજ બાળલગ્ન વગેરેથી હાલમાં વિધવાઓની સંખ્યામાં વૃદ્ધિ થતી જાય છે. માટે કાં તો પુરૂષોએ ચતુર્થાશ્રમ સ્વીકારીને પોતાના ઘરને પવિત્ર આશ્રમ જેવું બનાવવું, અથવા તો આપદ્ધર્મ સમજીને વિધવાઓ માટે કાંઇક સંસ્થા સ્થાપવી; આ બેમાંથી એક અવશ્ય કરવું જોઇએ. આત્મસંયમન એ અમારો–વિધવાઓનો નિવૃત્તિ ધર્મ છે, માટે દરેક ઘર વિધવાને રહેવાને યોગ્ય બનાવવું જોઇએ; તેમજ સદ્વિદ્યા આપીને તેમની માનસિક ઉન્નતિ કરવી જોઇએ. જો આવાં ઘર ન બને તો વિધવાશ્રમો તો અવશ્ય કાઢવાંજ જોઇએ. ” પછી આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

## ૭. પરદેશગમન.

“ આ પરિષદ મુંબાઇની કેટલીક બુદ્ધિવાન અને સાહસિક કોમોના પરદેશગમન સંબંધના વિરૂદ્ધ વલણને માટે પોતાની દિલગીરી જાહેર કરે છે; અને આ બધી હરકતો કેટલેક અંશે ઓછી થવાની તથા હિંદુ કોમમાં ધીમે ધીમે પરદેશગમન વધતું જતું હોવાની બીનાની સંતોષ સાથે નોંધ લે છે. ને આગ્રહ કરે છે કે પરદેશગમન સંબંધી સુધારો આપણા પ્રજાકિય સુધારા વધારામાં અત્યંત ઉપયોગી હોવાથી, હિંદુકોમમાં તે સંબંધની વિરૂદ્ધતા દૂર કરવાનો પ્રયાસ કરવો જોઇએ.”

આ ઠરાવ ડૉ. કે. જી. દેસાઈએ રજુ કર્યો હતો અને તેને **મી. માધવરાવ ખેરે** ટેકો આપ્યો હતો આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

## ૮. હલકી કોમોની સ્થિતિ સુધારવા સંબંધી.

"પ્રજાના સઘળા વર્ગોને ઉન્નત કર્યા સિવાય સમસ્ત પ્રજાનો સુધારો વધારો અશક્ય હોવાથી આ પરિષદ ભાર મૂકીને જાહેર કરે છે કે આપણી હલકી કોમોની હાલની સાંસારિક અને માનસિક દુર્બળ અવસ્થા સમસ્ત પ્રજાના હિતને મોટી હાનિ કરે એવી છે. માટે તે જાહેર પ્રજાને આગ્રહ કરે છે કે હલકી વર્ણોને સુધારીને ઉન્નત કરવાનો તેણે સબળ અને વ્યવસ્થાયુક્ત પ્રયાસ કરવો જોઇએ."

આ ઠરાવ **મી. રામભજ દત્તે** રજુ કર્યો હતો અને તેને **પ્રોફેસર લક્ષ્મી નર્સુ, શંકરાનંદ સ્વામી** તથા **દામોદર એ. અધ્યાએ** ટેકો આપ્યા બાદ સર્વાનુમતે પસાર થયો હતો.

## ૯. જુદી જુદી પેટા જ્ઞાતિઓને એકત્ર કરવા સંબંધી.

"આ પરિષદનો એવો અભિપ્રાય છે કે આપણું હાલનું સખ્ત જ્ઞાતિબંધન આપણા પ્રજાકિય જુસ્સાના વિકાસને ઘણું હાનિકર્તા છે. તેથી પ્રજાનો ઘણો ઉત્સાહ દબાઈ જાય છે તથા સાંસારિક સંબંધ અને પરસ્પર મદદ કરવાની સમજણ આપણામાંથી નાશ પામે છે. તેથી તે સઘળા સ્વદેશભક્ત પુરૂષોને આગ્રહ પૂર્વક વિનતિ કરે છે કે તેમણે જ્ઞાતિબંધન જેમ બને તેમ નરમ બનાવવાનો યત્ન કરવો. તેટલા માટે તે સૂચવે છે કે હાલમાં પ્રથમ મોટી જ્ઞાતિઓની નાની નાની પેટા જ્ઞાતિઓને એકત્ર કરી તેમનાંમાં પરસ્પર જમણ તથા લગ્ન વ્યવહાર ચાલતો કરવાનો પ્રયાસ કરવો જોઇએ."

આ ઠરાવ **મી. ડી. જી. પાધ્યેએ** રજુ કર્યો હતો, અને તેને **ઓન. મી. વેંકટરાવ** તથા **મી. લાલા ધરમદાસ સુરી** અને **મી. આથવલેએ** ટેકો આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયો હતો.

## ૧૦ સાંસારિક વિશુદ્ધિ.

"પહેલાંની બેઠકોમાં પોતે પસાર કરેલા ગણિકાનાચ બંધ કરી સાંસારિક વિશુદ્ધિનુ પોષણ કરવાના ઠરાવને આ પરિષદ મંજુર રાખે છે."

આ ઠરાવ **મી. વી. એમ. મહાજનીએ** રજુ કર્યો હતો, અને

તેને મી. આર. આર. કાલેએ ટેકો આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયો હતો.

## ૧૧. ધાર્મિક સંસ્થાઓ.

આ ઠરાવ પ્રમુખે રજુ કર્યો હતો:—

"આ પરિષદનો એવો અભિપ્રાય છે કે હાલની ધર્માદાય સંસ્થાઓ સંબંધે તેમના વ્યવસ્થાપકો તદ્દન બિનજોખમદાર છે, અને તેને લીધે ઘણી વખત તેમની ગેરવ્યવસ્થા થાય છે. તેથી એક તરફ નાણાંનો ગેર-ઉપયોગ થાય છે એટલું જ નહિ પણ માણસોની નીતિ ઉપર માઠી અસર થાય છે. તેથી આ પરિષદ નામદાર સરકારને આગ્રહ કરે છે કે તે નામદારે આ સંબંધે કાયદો કરી કોઈ વ્યવસ્થા કરવી જોઈએ." આ ઠરાવ સર્વાનુ-મતે પસાર થયો હતો.

## ૧૨. પરધર્મમાં વટલી ગએલા લોકોને સમાજમાં ફરીથી દાખલ કરવા સંબંધે.

આ ઠરાવ પ્રમુખે રજુ કર્યો હતો:—

"પહેલાંની બેઠકો વખતે કરેલો પરધર્મમાં વટલી ગએલા હિંદુઓને સમાજમાં ફરીથી દાખલ કરવા સંબંધી પોતાનો ઠરાવ પરિષદ મંજુર રાખે છે." આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

મી. આર. એન. મુધોલકરની દરખાસ્તથી ૧૯૦૫ ને માટે કોન્ફ-રન્સના જનરલ સેક્રેટરી તરીકે ઓન. મી. જસ્ટીસ એન. જી. ચન્દાવરકરને અને જોઈન્ટ જનરલ સેક્રેટરી તરીકે મી. બી. એન. ભાજેકરને નીમવાનો ઠરાવ થયો હતો.

બાદ પ્રમુખે પરિષદનું પ્રાસ્તાવિક વ્યાખ્યાન આપવા માટે શ્રીમંત મ-હારાજા સયાજીરાવ ગાયકવાડનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરી હતી અને તે ઉત્સાહ પૂર્વક પસાર થઈ હતી.

પછીથી પ્રમુખનો તથા ઓન. મી. જસ્ટીસ ચન્દાવરકરનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ થઈ હતી, અને એ સર્વાનુમતે પસાર થઈ હતી. બાદ પરિષદનું કામ ખલાસ થયું હતું.

---

# ભારત મહિલા પરિષદ.

## પ્રમુખ મીસીસ રમાબાઇ રાનાડેનું ભાષણ.

પ્રિય બેનો,

ચાર વરસ પછી આજ હું તમારી આગળ આવું છું. તે વખતની અને આજની મારી સ્થિતિમાં આસમાન જમીનનો ફેર પડી ગયો છે તે વખત પછી મારી માનસિક હાલત પણ બદલાઇ છે. તેથી મારી પ્રિય બેનો, તમે અને આ મુંબાઇ નગરી સઘળાં મને હાલ નવાં લાગો છો. એ ખરૂં છે કે એ મહાન પુરૂષ (મર્હૂમ ન્યાયમૂર્ત્તિ રાનાડે) ના સતાવીસ વરસના સમાગમમાં રહ્યા છતાં હું શોકમાં ગમગિન થઈ એકાન્તવાસમાં બેસી રહી એ ઠીક ન કર્યું. તેમના સમાગમથી મારામાં એટલી સમજણ આવવી જોઇતી હતી કે ઈશ્વરે મારે માટે જે સ્થિતિ નિર્માણ કરી તેમાં મારે તેમના ચર્ણનું સ્મરણ કરી સંતોષથી રહેવું જોઇએ, અને તત્ત્વચિંતનમાં તથા પોતાનું કર્ત્તવ્ય બજાવવામા વખત ગાળવો જોઇએ. પરંતુ હું ઘણી દિલગીરી સાથે જાહેર કરૂં છું કે તેમ કરવું મારાથી બની શકયું નહિ. મારા પૂજ્ય પતિ મને હંરહમેશ કહેતા કે "સુખ અને દુઃખ શરીરના ધર્મ છે, અને મનપર લઇએ તો તે છે અને નહિ તો નથી. તથા તેમને આપણે મનપર લેવાં જોઇએ નહિ. આપણે સઘળાંએ પોત પોતાનું કર્ત્તવ્ય બજાવવાને હમેશાં તૈયાર રહેવું જોઇએ આથીજ મનુષ્યજીવનનું સાર્થક્ય થાય છે." આ નિયમને અનુસરીને તેમણે પોતાનું જીવન ગાળ્યું હતું. તે જ્યારે કોઈ ઉપયોગી કામના વિચારમાં ગુંથાતા ત્યારે આખી રાતનો ઉજાગરો થાય અગર શરીરમાં કષ્ટ થતું હોય તેની દરકાર કરતા નહિ; તે વખતે તે સઘળું તે વીસરી જતા. શરીરમાં કષ્ટ થતું હોય તોપણ પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં તે આનંદ માનતા. હું તેમના સહવાસમાં રહીં છું તોપણ મારે દિલગીરી સાથે કબુલ કરવું પડે છે કે મારાનાં તેમના ઉચ્ચ ચારિત્ર્યનો અંશ માત્ર નથી. નહિ તો જે કાર્યને માટે તેમણે અરાઢ વર્ષ પર્યન્ત શ્રમ લીધો હતો; અને તેને પાર ઉતારવાને તન, મન અને ધનથી યત્ન કરતા હતા તેને સારૂં તમારે મને નિમન્ત્રણ મોકલવું પડે અને સુરવર્ય ભાન્ડારકરને આગ્રહ કરવો પડે? તેમ છતાં આજ હું તમારી સમક્ષ હાજર થઈ છું. તમે આજ મને પ્રમુખસ્થાન આપ્યું છે તે મારામાં કાંઇ

તે કામને માટે યોગ્યતા છે તેને લીધે નહિ. જેમ દેવતાઓને એક વાર અર્પણ થએલી પુષ્પમાળ, કરમાએલી હોય તોપણ તેના પ્રત્યે માણસોનો આદર હોય છે તેવો જ મારા પ્રત્યેનો તમારો આ આદર છે. હું તેને માટે તમારી ઉપકૃત છું.

આજે અત્રે જુદા જુદા પ્રદેશોમાંથી આવેલી વિદુષી બેનોને જોઇ મને ઘણો આનંદ થાય છે. આજ સુધી આપણામાંના થોડી ઘણી સ્ત્રીઓ સામાજીક પરિષદમાં ભાગ લે છે ને તે પ્રમાણે છેલ્લાં અરાઢ વરસથી ચાલતું આવ્યું છે. ત્યારે કોઈ એવો પ્રશ્ન કરે કે આ નવિન પરિષદના ઉપયોગ શો? તેનાથી શો લાભ થવાનો? આ પ્રશ્નો સંબંધે આપણે પ્રથમ વિચાર કરીશું. આપણા દેશમાં સ્ત્રી કેળવણીનો આરંભ થયે ઘણા વરસ થયાં. ત્યાર પછી ઘણી સ્ત્રીઓએ કેળવણીનો લાભ લીધો છે. કેટલાંક શહેરોમાં સ્ત્રીઓ પોતેજ સમાજો ચલાવે છે. તો પ્રશ્ન એ થાય છે કે આ પ્રમાણે મંડળીઓ તથા સમાજોમાં જવાને આપણને ઉત્તેજન મળતું હોવા છતાં તે પ્રમાણે સમાજોમાં ભાગ લેનારી સ્ત્રીઓની સંખ્યા નાની કેમ છે? આનું કારણ એકજ છે. ઓઝલ પડદાનો રિવાજ સારો હો કે માઠો હો તોપણ આપણી સ્ત્રીઓમાંથી પોણા ભાગની સ્ત્રીઓને તે રિવાજ મુજબ ચાલવું પડે છે, તેથી તેઓ પુરૂષોની સમાજોમાં હાજર રહી શકતી નથી. પરંતુ તેમના વિચારો આપણે જાણવાની જરૂર છે; કારણ કે પા ભાગની સ્ત્રીઓ સભાઓમાં હાજર રહી સમસ્ત હિંદી સ્ત્રીઓના વિચારો જાહેર કરવાનું માથે રાખે એ જોખમ ભરેલું છે. તેથી આપણે આપણી પરદેનશીન બેનોની સાથે મળી પરસ્પર વિચારો જાણી શકીએ એવી કોઈ યોજના થવી જોઇએ. તેટલા માટેજ આજની પરિષદ બોલાવવામાં આવી છે. વળી આપણામાંની જે સ્ત્રીઓ પરદેનશીન નથી તેઓમાંથી પણ થોડીજ જાહેર સભામાં છુટથી બોલી શકે એમ છે. આપણ સ્ત્રીઓ સ્વાભાવિક રીતે શરમાળ છીએ અને પુરૂષોની સમક્ષ ઝાઝું બોલી શકતાં નથી આપણે શરમાળપણું વેગળું મુકવાને ગમે તેવો પ્રયાસ કરીએ તોપણ તેમ બની શકતું નથી. કારણ કે આપણને નાનપણથીજ તેવી ટેવ પડી ગએલી હોય છે. નાનપણમાં આપણી વડિલ સ્ત્રીઓની રીતભાતની આપણા મન ઉપર એટલી ઉંડી છાપ પડેલી હોય છે કે તે આપણે દૂર કરી શકતાં

નથી .આપણે જાણીએ છીએ કે એવી રીતભાત તે વખતમાં સારી હતી; પણ હાલમા નિરૂપયોગી છે તોપણ તે આપણે તે દુર કરી શકતાં નથી. અને કદાચ કરી શકીએ તો લાંબા વખતના પ્રયાસથી. આટલાં બધાં શર માળ છતાં આપણે આપણા હિતના કેટલાક નાજુક સવાલો પુરૂષો આગળ છુટથી ચર્ચવા એ શું બની શકે? આપણી હાલની સ્થિતિમાં ઘણી ખામીઓ છે; તે ખામીઓ અજ્ઞાનને લીધે આપણે જોઈ શકતાં નથી અને ઘણી સ્ત્રીઓ તેને લીધે દુઃખી થાય છે; અનેક પ્રકારના વ્યાધિઓનાં તથા અકાળ વૈધવ્યનાં તેઓ ભોગ થઈ પડે છે. આવી આવી બાબતો સંબંધે આપણે ચર્ચા કરવી જોઇએ અને તે આવા પરિષદમાંજ બની શકે એમ છે. હું આશા રાખુંછું કે આ પરિષદ સ્ત્રીઓમાં જ્ઞાન પ્રસારવાનું તથા પરસ્પર દિલસોજી વધારવાનું ઉપયોગી સાધન નીવડશે.

## સામાજીક પરિષદનું બાળક.

આપણે સઘળાં જાણીએ છીએ કે આપણે જાતે વાંચીએ તેનાં કરતાં હરદાસ અને પુરાણીઓ આપણને કથાઓ કહે છે તે આપણે વધારે સારી રીતે સમજી શકીએ છીએ. તેવીજ રીતે આપણામાં જે સ્ત્રીઓ ભણેલી ગણેલી હોય તેઓ જો પોતાની અભણ બેનોને પોતાને મન ગમતા વિષયો વાંચીને સમજાવે તો તેમને ઘણો લાભ થશે. આથી તેમના મન ઉપર કાયમની અસર થશે. આપણે અંદર અંદર ઘણી છુટ તથા નિખાલસ ભાવથી વર્તીએ છીએ. આ મહિલાપરિષદનો એક ઉદ્દેશ આપણને વરસમાં એકાદવાર એકઠાં કરી, પરસ્પર વિચારો અદલ બદલ કરવાની તક આપી મિત્રભાવ વધારવાનો છે. પણ હું માનું છું પરિષદથી આપણને આના કરતાં વિશેષ લાભ છે. આપણે સઘળાં જુદી જુદી જ્ઞાતિ તથા પંથનાં છીએ અને પરસ્પરના લાભને માટે એકઠાં છીએ. જ્યારે કોઈ ચાર સ્ત્રીઓ એકઠી થાય છે ત્યારે એક બીજાના કુટુંબ કબીલાની ખબર અંતર પુછે છે. તેજ પ્રમાણે ધીમે ક્રમે વધારે વિસ્તાર વાળા કુટુંબની એટલે કે જ્ઞાતિ અગર દેશસંબંધે તપાસ કરતાં આપણે શીખવું જોઇએ. આપણી જ્ઞાતિમાં કયી કયી ખામીઓ છે, તે કેવી રીતે દુર કરી શકાય, બીજી જ્ઞાતિઓમાં શું શું સારૂં છે, તે કેવી રીતે આપણી જ્ઞાતિમાં દાખલ કરી શકાય, આવા વિચારો આપણે કરવા જોઇએ. કારણ કે આવી રીતે વિચાર કરવાથી

જ્ઞાતિનું ભલું કરી શકાય છે, માણસોનાં મન વિશાળ થાય છે અને બુદ્ધિ વિકાસ પામે છે. આમ કરતાં કરતાં ધીમે ધીમે જુદી જુદી જ્ઞાતિઓ વચ્ચે ઐક્ય અને સલાહસંપ થશે અને આપણા દેશની હાલત સુધરશે. આ ઉપરથી સ્ત્રીઓને માટે ખાસ જુદા પરિષદની જરૂર છે કે કેમ તે તમને સમજાશે જેમ સ્ત્રીપુરૂષના ડહાપણ અને સલાહસંપ ઉપર કુટુંબના સુખનો આધાર છે, તેવીજ રીતે સમસ્ત દેશનું હિત સ્ત્રી અને પુરૂષ વર્ગના ડહાપણ તથા હોશીઆરી ઉપર આધાર રાખે છે. તેટલા માટે જરૂરનું છે કે સ્ત્રીઓને કેળવણી આપવી જોઇએ અને તેઓનાં મન વિશાળ થવાં જોઇએ. એજ ઉદ્દેશથી છેલ્લાં અગાઢ વરસથી મહાન પુરૂષો આ વિચાર લોકોના મનપર ઠસાવવાનો પ્રયાસ કરે છે. તેમના પ્રયાસનું કેટલું પરિણામ આવ્યું છે તે તો ઇતિહાસવેત્તાઓ કહી શકે. પરંતુ આટલું તો નિર્વિવાદ છે કે સ્ત્રીઓએ પોતાને સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેઓ આ પરિષદ મેળવવાને શક્તિવાન થયાં છે તેજ તે મહાન પુરૂષોના પ્રયાસનું એક મહાન ફળ છે. આપણે આપણા પ્રયત્નો નિડરપણે કર્યાં કરવા જોઇએ અને જે પરિશ્રમથી આપણે આ રસ્તો પકડ્યો છે તેનું કાંઈ શુભ ફળ આવે તેમ કરવું જોઇએ.

## એક વાંધો અને તેનો ઉત્તર.

હવે કોઇ કહે કે જુદી જુદી કોમ તથા પંથની સ્ત્રીઓની એક જુદી પરિષદ કરવાથી ઘણા ઘણા લાભ છે એ ખરૂં; પરંતુ તેનાથી ઓઝલ પડદાના રિવાજને આડકત્રી રીતે ઉત્તેજન મળે છે. જરા ઉંડાં ઉતરીને તપાસ કરીશું તો આ વાંધો વાસ્તવિક જણાશે નહિ. કારણ કે જો થોડો, ઘણો પડદો રાખવાથી જ્ઞાનનો પસાર કરી શકાય તેમ હોય તો તેનાથી હાનિ નહિ પણ લાભ છે. આવી રીતે એકવાર જ્ઞાનનો પ્રસાર કરી શકાય તો પડદાનો રિવાજ આપો આપ દુર થશે. વળી મહિલા પરિષદને વાસ્તવિક રીતે ઓઝલ પડદો છેજ નહિ. જે દેશોમાં ઓઝલનો રિવાજ બિલકુલ નથી ત્યાં પણ ખાસ સ્ત્રીઓનાં મંડળો છે અને તેમાં સ્ત્રીઓનેજ ઉપયોગના ખાસ વિષયો ચર્ચાય છે. આમ કરવાનું કારણ એજ છે કે તેથી વધારે લાભ થવાનો સંભવ છે.

હવે આ પરિષદના હેતુ શા, તેમાં કેવા વિષયો ચર્ચવા તથા કેવા ઠરાવો પસાર કરવા તે સંબંધે વિચાર કરીએ. આ સંબંધે અત્રે આવેલી

વયોવૃદ્ધ, અનુભવી અને વિદુષી બાઇઓએ પોત પોતાના અભિપ્રાય જણાવવા જોઇએ. તે સંબંધે મારા અભિપ્રાય કરતાં તેઓના વિચાર વધારે કામ આવશે. માટે તે સંબંધે હું કાંઇનહિ બોલતાં તમારે માટે રાખું છું અને એક બીજી બાબત સંબંધે હવે મારા વિચાર દર્શાવું છું.

## સ્ત્રીઓનું કર્ત્તવ્ય.

સ્ત્રીઓ પરોપકારનાં કેવાં કામ કરી શકે અને જીવનને કેવું ઉપયોગી બનાવી શકે તે સંબંધે હું થોડા શબ્દો કહીશ. આ બાબત સારી રીતે સમજવા માટે તે સંબંધે આપણી જુના વખતની સ્ત્રીઓ કેવું કામ કરતી હતી, હાલના સમયમાં તે સ્થિતિમાં કેવો ફેર પડી ગયો છે, અને કેવી કેવી નવિન મુસ્કેલીઓ ઉભી થઈ છે તે આપણે જાણવું જોઇએ. આપણી જુના વખતની સ્ત્રીઓનાં કામ સંબંધે અત્રે હાજર રહેલી વયોવૃદ્ધ બાઇઓએ ઘણું સાંભળ્યું હશે. તેઓ તેવા ઘણા દાખલાઓ જાણતાં હશે. મને એક દાખલો યાદ છે તે તમને કહી બતાવું છું. ઇચલકરંજી સંસ્થાનના હાલના સરદારનાં પ્રપિતામહી ઘણાં ધાર્મિષ્ટ અને પરોપકારી બાઈ હતાં. તે દરરોજ પરોઢીએ ઉઠતાં અને નદીએ સ્નાન કરવા જતાં. ત્યાં જતાં તે ગરીબોનાં ઘરોમાં જઈ ત્યાં કોઈ માંદાં માણસ હોય તેમની ખબર અંતર લેતાં અને તેમને મદદ કરતાં. સુવાવડમાં તેઓ માંદાંની જાતે સારવાર કરતાં અને તે ગરીબ છે કે નીચ જ્ઞાતિનાં છે તેની બિલકુલ દરકાર કરતાં નહિ. સ્નાન કરીને મહેલમાં આવ્યા પછી માંદાંને માટે દવા મોકલતાં અને ત્યાર પછી પુજા કરવામાં ગુંથાતા. પુજા થઇ રહ્યા પછી તે મંદિર તથા ધર્મશાળામાં જતાં અને ત્યાં ગરીબ ગુરબાં હોય તેમની ભોજન વગેરેની તજવીજ કરી પોતે જમતાં. પાછલા પહોરે તે ધર્મ પુસ્તકો વાંચતાં અને બીજી સ્ત્રીઓને સમજાવતાં. આવી પરોપકારી બાઇઓ તે વખતે ફક્ત ગૃહસ્થ વર્ગમાંજ નહોતી; સાધારણ સ્થિતિના લોકોમાં તથા ગરીબ વર્ગમાં પણ તેવાં ઘણાં હતાં. પરંતુ છેલ્લાં ચાળીસ પચાસ વરસમાં આવાં દાખલા ઘણા થોડા જોવામાં આવે છે. તેનું કારણ ખોળવાનું અત્યારે આપણું કામ નથી. ગરીબ ગુરબાંને પોતાનાં કરી માનનાર ઘણું કરીને મહાન પુરૂષોજ હોય છે. તેમના સિવાય પુરૂષ વર્ગમાં તે ગુણ જવલ્લેજ જોવામાં આવે છે. પણ સ્ત્રીઓમાં તો તે સ્વાભાવિક ગુણ છે. બીજાનાં દુઃખે દાઝવું અને

પોતાની શક્તિ મુજબ તેમને મદદ કરવી તે ગુણ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધારે જોવામાં આવે છે. તે ગુણ સ્ત્રીઓનો છે અને આપણે તે તજી દેવો જોઇએ નહિ. આજ સુધી જે ગુણોને માટે ભારતવાસી સ્ત્રીઓ પંકાઇ છે તે ગુણો આપણે જાળવી રાખવા જોઇએ આપણે પરોપકારનું કામ કેવી રીતે કરી શકીએ તે હું સમજાવીશ કેટલીક અનુભવી સ્ત્રીઓએ સવડ પ્રમાણે મહિનામાં એક કે બે વાર દવાખાનાંની મુલાકાત લઇ ત્યાં દરદીઓમાં સ્ત્રી કે છોકરાં હોય તેમની ખબર અંતર પુછવી જોઇએ અને સારવારમાં કોઇ ખામી રહેતી હોય તો તે દુર કરાવવી જોઇએ. આ કામ કાંઇ નવું નથી. મેં ઉપર દાખલો બતાવ્યો તે ઉપરથી તમને સમજાયું હશે કે તેવાં કામ જુના વખતથી આપણી સ્ત્રીઓ કરતી આવી છે. સ્ત્રીઓનું બીજું ઉપયોગી કામ કન્યાશાળાઓની તપાસ રાખવાનું છે. અત્યારે આપણે સમજીએ છીએ કે દરેક શહેર અને ગામડામાં કન્યાશાળા જોઇએ. પણ કન્યાશાળાઓની સંખ્યા વધતાં તે સંબંધે તપાસ રાખવાની આપણી વધતી જતી જોખમદારી સંબંધે પણ આપણે વિચાર કરવો જોઇએ. આપણે મહિનામાં કે પખવાડીઆમાં એકવાર આપણા ગામની કન્યાશાળાની મુલાકાત લેવી જોઇએ અને ત્યાં શિક્ષણ પદ્ધતિ બરોબર છે કે કેમ, કન્યાઓની રીતભાત તરફ પુરતું લક્ષ્ય અપાય છે કે કેમ, પાણી સ્વચ્છ છે કે નહિ, મકાનમાં અને આસ પાસ સ્વચ્છતા જળવાય છે કે નહિ વગેરે બાબતો સંબંધે તપાસ કરવી જોઇએ અને તેમાં જેજે ખામીઓ જણાય તે સુધારવાને માટે વ્યવસ્થાપકોના લક્ષ્ય ઉપર લાવવી જોઇએ. આ આપણું કર્ત્તવ્ય છે. આપણી કન્યાઓ ઘણી ખરી કુમળી વયે સાસરે જાય છે, તેથી તેમની કેળવણીમાં ખામી આવે છે તે ખરૂં પરંતુ આપણી દીકરીઓ જાય છે તેને બદલે આપણા દીકરાની વહુઓ આપણે ત્યાં આવે છે; તેઓ જો નિશાળે જઈ શકે તેમ હોય તો આપણે તેમને મોકલતાં આચકો ખાવો જોઇએ નહિ. પહેલાંના અને હાલના સમયમાં ઘણો ફેર પડી ગયો છે. પચાસ વરસ ઉપર પુરૂષ વર્ગમાં પણ શાસ્ત્રીઓ, વૈદ્યો અને રાજ્યના અમલદારો સિવાય પુરૂષો મોટા ભાગે નિરક્ષર હતા. તે વખતે જ્ઞાન અને વિચારમાં સ્ત્રી પુરૂષો બન્ને સરખાં હતાં. પણ હાલ તેમ નથી આપણા દીકરાઓ કેળવણી લે છે અને કેળવાએલા જમાઇઓને આપણે દીકરીઓ આ-

પીએ છીએ. પાશ્ચિમાત્ય કેળવણીની અસરથી આપણા પુરૂષો પરદેશોના ઇતિહાસ અને નવિન શોધ ખોળો સબંધે જ્ઞાન મેળવવાને ઉત્સુક થાય છે અને આપણા દેશની પરવશતાને લીધે તેઓ અનેક નવિન વિચાર અને ઠરાવો કરે છે. આવા કેળવાએલા પુરૂષને જો તેટલીજ કેળવણી વાળી અને તેના જેવા વિચારો કરી શકે એવા પત્ની મળે તો તે પોતાના વિચારો તેને સમજાવે અને પરિણામે બન્ને સુખી થાય હું એક દાખલો આપું છું. ધારો કે આપણે ટેકરી ઉપર ફરવા જઇએ અને ત્યાં એક રમણીય અને અદ્‌ભૂત દેખાવ નીહાળીએ. આ દેખાવ સબંધે બીજાને વાત કર્યા સિવાય આપણને ખરી મઝાનો અનુભવ થતો નથી. હવે આપણે કહીએ તે બીજા જો સમજી શકે તેમ હોય તો આપણે તેમને તે કહીને ખુશી થઇએ છીએ. આ આપણા બધાંના અનુભવની વાત છે કોઇપણ માણસ સાથે આપણને એક કલાકનો સમાગમ થાય તોપણ આપણે ઇચ્છીએ છીએ કે આપણા વિચારો તે સમજે અને આપણે તેના વિચારો સમજી શકીએ. આ પ્રમાણે એક બીજાની વાતચિત સમજવાથી આનંદ થાય છે; નહિ તો બન્નેનાં ચિત્ત ખેદયુકત થાય છે તેથી સ્વાભાવિક છે કે આપણા કેળવાએલા યુવકો પોતે કેળવાએલી સ્ત્રી સાથે જોડાવાને ઇચ્છે છે. કેમકે સ્ત્રી સાથે તેમને આખી જીંદગી ગાળવાની અને તેના ઉપર તેમના વંશજોના સુખનો આધાર. કેળવાએલા માણસને બીન કેળવાએલી પત્ની મળે તો કુટુંબ તરફ તેને સ્નેહ થતો નથી, તે હમેશાં ખેદયુકત રહે છે અને તેને સ્ત્રીઓ પ્રત્યે જોઇએ તેટલું માન રહેતું નથી; નો પોતાની મા પ્રત્યે પણ તેને જોઇએ તેવુ માન હોતું નથી. હાલના સમયમાં જ્યાં ત્યાં આવી સ્થિતિ થઇ પડી છે. આ મોટો અનર્થ છે. આ અનર્થ નાબુદ કરવાને પ્રયાસ કરવો જોઇએ. આ સંબંધમાં અનુભવી અને વયોવૃદ્ધ સ્ત્રીઓએ શરૂઆત કરવી જોઇએ; તેઓએ પાછલા પહોરે નવરાશ વખતે ઘર આગળ પરણેલી સ્ત્રીઓને શિક્ષણ આપવું જોઇએ.

## નિરાધાર બાળકો અને બાળવિધવાઓ.

હવે દવાખાનાંની મુલાકાત લેવાના તથા ઘર આગળ શિક્ષણ આપવાના કરતાં એક વધારે અગત્યની બાબત તરફ તમારૂં ધ્યાન ખેંચું છું. તે કામ નિરાધાર બાળકો અને સ્ત્રીઓની બરદાસ લેવાનું છે. છેલ્લાં સાત

આઠ વરસમાં દુકાળ અને મરકીને લીધે સંખ્યાબંધ સ્ત્રીઓ અને બાળકો નિરાધાર થઇ પડયાં છે. આમાં કેટલીક બાળવિધવાઓ છે. આવી બાળ વિધવાઓ તથા નિરાધાર બાળકોને આશ્રય આપી કેળવવાં જોઇએ કે જેથી તેઓ પોતપોતાનો નિર્વાહ ચલાવવાને શક્તિવાન થાય અને દેશની કાંઈ ઉપયોગી સેવા બજાવી શકે. પાકી વયની વિધવાઓ કે જેને એક બે બાળકોની ઉપાધિ વળગી હોય અને કાંઈ નિર્વાહનું સાધન હોય નહિ તેમના સંબંધે પણ આપણે વિચાર કરવો જોઇએ. ઘેર બાળકોને સુનાં મુકીને તેઓ પારકે ઘેર નોકરી ઉપર જઇ શકે નહિ આવી સ્ત્રીઓને આપણે કાંઇ સહેલું સાંધવાનું કામ સોંપવું જોઇએ કે જે તેઓ ઘરકામમાંથી નવરાં થઇને કરી શકે અને તેનો તેમને બદલો આપવો જોઇએ. આથી એક તો તેમને દુઃખમાં આધાર મળશે અને આપણી દુઃખી બેનોને આપણે કાંઇક મદદ કરી છે એ વિચારથી આપણને સંતોષ થશે. આપણે ચોમાસામાં ગરીબોને અન્નદાન કરીએ છીએ. આપણે આમાંથી થોડુક આવી દુઃખી સ્ત્રીઓને માટે રાખીએ તો ઘણે અંશે તેમનું દુઃખ નિવારી શકાશે. નિરાધાર છોકરાંને આધાર આપવાના કામમાં આપણે પૈસાની મદદ કરવી જોઇએ અને તે આપણે છોકરાંની દેખરેખ રાખનારા માણસોને સોંપવા જોઇએ. આવી આવી પરોપકારની નાની નાના બાબતો આપણા હાથમાં છે; માટે ગરીબોને અન્ન આપવાના જુના રિવાજને વળગી નહિ રહેતાં દાન આપવામાં આપણે વિવેક વાપરવો જોઇએ અને જેઓ તે દાનને ખરાં પાત્ર હોય તેમને જ તે આપવું જોઇએ.

નિરાધાર વિધવાઓને માટે આપણે શું કરી શકીએ તે સંબંધે હવે આપણે વિચાર કરીશું જે વિધવાએ નિરાધાર પણ છોકરા વાળી છે તેમની સ્થિતિ, જેમને તેમાંનું કાંઇ નથી તે કરતાં સારી છે; કારણ કે તેમને છોકરાંને લીધે જીંદગીમાં કાંઇ આશા હોય છે ત્યારે છોકરાં વગરનીને કાંઇ નથી. તેઓની આશા તદ્દન નષ્ટ થએલી છે તેમનાં સગાં વહાલાં તેમના તરફ દિલસોજી રાખે તોપણ સંસાર તેમને અંધકારમય લાગે છે. તેઓ કામ કરે છે તે બીજાને માટે, અને જે મળ્યું તે ખાઇને અને ગમે તેવાં વસ્ત્ર પહેરીને તે જન્મારો કાઢે છે. તેમના બાપ અને ભાઇઓ પણ તેમને પરાયા લાગે છે. તેઓ નિરાશ થઇને જીંદગીથી કંટાળે છે. પોતાનાં સુખ

દુઃખમાં ભાગ લેનાર તથા પોતાની કદર કરનાર અને સંભાળ રાખનાર કોઇ નથી એ વિચાર તેમના મનમાં હમેશાં રહે છે અને તેથી તેઓ નિ-રાશ થઈ દુઃખી થાય છે. આપણી વયોવૃદ્ધ અને અનુભવી સ્ત્રીઓની ફરજ છે કે તેમણે આ કમનસિબ સ્ત્રીઓના મનમાંથી નિરાશાના વિચારો દૂર કરવાનો પ્રયાસ કરવો જોઇએ. તેઓએ તેમને સમજાવવું જોઇએ કે મનુષ્યજન્મ નિરર્થક નથી, તેઓનો જન્મારો રદ થયો નથી અને જો કે તેમની જીંદગીની સઘળી મુરાદો બર ન આવે તોપણ તેઓ પોતાના દેશ માટે ઘણું ઉપયોગી કામ કરી શકે એમ છે. જ્યારે જ્યારે તક મળે ત્યારે આપણે તેઓના મનમાં આ પ્રમાણે આશા પ્રેરવાનો પ્રયાસ કરવો જોઇએ. આ પ્રમાણે આપણે કરીએ તો આપણે કેટલું બધું દુઃખ ઓછું કરી શકીએ અને આપણી દુઃખી બહેનોની સ્થિતિમાં કેટલો સુધારો કરી શકીએ !

નિરાધાર વિધવાઓ તથા બાળકીઓને માટે પુનામાં આશ્રમસ્થાન છે એ જણાવવાને મને ઘણો આનંદ થાય છે. તે આશ્રમ પ્રોફેસર કર્વેના દિલસોજ અન્તઃકરણ, ખંત તથા પરિશ્રમનું ફળ છે. તેને માટે તે ગૃહસ્થનો આપણે જેટલો આભાર માનીએ તેટલો ઓછો. હાલમાં ત્યાં ૩૦ કે ૩૫ છોકરીઓ વિદ્યાભ્યાસ કરે છે અને દરરોજ તેમની સંખ્યા વધતી જાય છે. આશ્રમમાં તેમનું ભરણપોષણ કરવામાં આવે છે અને કેળવણી આપવામાં આવે છે. એટલુંજ નહિ પણ તેમને ધાર્મિક શિક્ષણ પણ અપાય છે અને આત્મસંયમન ( self-denial ) ની અગત્ય તેમના મન ઉપર ઠસાવવાનો પ્રયાસ થાય છે.

## પરોપકાર અને આત્મસંયમન.

પરોપકાર અને આત્મસંયમન એ મહાન સદ્‌ગુણો છે અને દરેક મનુષ્ય પ્રાણીએ તે પ્રાપ્ત કરવા જોઇએ. નિરાધાર વિધવાઓના લાભને અર્થે આશ્રમો સ્થાપી જેઓ પ્રજાની ઉન્નતિ કરવાનો પ્રયાસ કરે છે તેઓના જીવનની ખરી કિંમત તેમની પાસેથી લાભ લેનારી વિધવાઓએ કરવી જોઇએ. વળી તેઓએ આશ્રમ તરફ પ્રીતિથી જોવું જોઇએ અને પોતાનું જીવન એવી રીતે ગાળવું જોઇએ કે જેથી આશ્રમની આબરૂ વધે. આ સંબંધે કોઇ પ્રશ્ન કરે કે આત્મસંયમન કરવાનો પાઠ વિધવાઓને જ કેમ

શીખવવો જોઇએ; શું તેમને પણ સુખવૈભવની તૃષ્ણા બીજાઓના જેટલી નહિ હોય ? તો તેના જવાબમાં એટલું કહેવાનું કે પશ્ચિમના દેશો તરફથી પરોપકારમાં જીવન ગાળવા આવતી સ્ત્રીઓનો દાખલો તપાસો. આવી હજારો સ્ત્રીઓ, માબાપ, ઘરબાર, ધનદોલત, સુખવૈભવ અને માતૃભૂમિ છોડી, કૌમારવ્રત ધારણ કરી, ઇશ્વરના કાર્યમાં જીવન અર્પણ કરે છે અને આપણા દેશમાં આવે છે. તેમનું આખું ચિત્ત પરોપકારમાં રોકાએલું હોય છે અને તેથી તેઓ તરફ લોકોનો પૂજ્યભાવ રહે છે. પ્રોફેસર કર્વેનો એવો આશય છે કે આશ્રમની શિષ્યાઓને આવી સ્ત્રીઓના જેવી મનુષ્યસૃષ્ટિને ઉપયોગી થાય એવું જીવન ગાળવા માટે યોગ્ય કરવી. આ ઉદ્દેશને અનુસરીનેજ આશ્રમની શિક્ષણપદ્ધતિ રચવામાં આવી છે: તેજ ધારણાથી આ છોકરીઓને જે જુદા જુદા પ્રકારનું શિક્ષણ મળે તેનો ઉપયોગ કરવાનો આપણે નિશ્ચય કરવો જોઇએ. તે ઉદ્દેશથી દરેક શહેરમાં ગૃહશિક્ષણને માટે, શિવણ કામને માટે તથા આંધળાં બહેરાં અને મુગાંને શિક્ષણ આપવા સારૂ વર્ગો, અને નિરાધાર, ઘરડાં તથા અશક્તને આશ્રય આપવા સારૂ આશ્રમો ઉઘાડવાં જોઇએ. આ વર્ગો, શાળાઓ અને આશ્રમોની વ્યવસ્થા કરવાનું કામ મી. કર્વેના આશ્રમમાં કેળવાએલી છોકરીઓને સોંપવું જોઇએ. હું માનું છું કે તેઓ પોતાનું કામ ઉત્સાહથી, પ્રીતિથી અને હોંશિઆરીથી કરશે. આપણે આવાં આશ્રમો તથા તેનાં માણસોની કદર કરવી જોઇએ, અને આપણી શક્તિ અનુસાર તેમને મદદ કરવી જોઇએ. આજે અહીંઆં ત્રણ બાઇઓ હાજર છે તેમના દાખલા ઉપરથી જણાશે કે પૈસા વગર પણ સારા કામમાં મદદ કરી શકાય છે. પ્રો. કર્વેના આશ્રમને સારૂ તેઓ પોતાથી બનતો પ્રયત્ન કરે છે. તેમણે છેલ્લા છ મહિનામાં જે કામ કર્યું છે તેવું કામ પુરૂષો પણ ભાગ્યેજ કરી શકશે.

આ ઉપરથી સમજવાનું એ છે કે આપણે જો આપણાથી બને તેટલો પુરેપુરો પ્રયાસ કરીએ તો આપણે ઘણું કરી શકીએ. આવાં કામમાં કદી નિરાશ થવું નહિ. આપણે આપણા જ્ઞાનનો ઉપયોગ કરી ઉત્સાહથી પરોપકારનાં કામમાં જોડાઇ આપણા પુરૂષો ઉપરનો બોજો કાંઇક ઓછો કરવો જોઇએ. આથી આપણને શોભા છે અને હું આશા રાખું છું કે આ બાબત તમે સઘળાં ધ્યાનમાં લેશો.”

પ્રમુખનું ભાષણ થઈ રહ્યા બાદ મીસ સીરીન કે. એન. કાબરાજીની દરખાસ્તથી અને મીસ જમનાબાઈ સકાઈના અનુમોદનથી ના. લેડી કર્ઝન ભયંકર માંદગીમાંથી સાજાં થઈ હિંદુસ્તાનમાં પાછાં આવ્યાં તે માટે મહિલા પરિષદ તરફથી આનંદ પ્રદર્શિત કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ત્યારપછી મરાઠી, ગુજરાતી અને હિંદીમાં જુદી જુદી સન્નારીઓ તરફથી ભિન્ન ભિન્ન વિષયો ઉપર વીશ નિબંધો વાંચવામાં આવ્યા હતા, જેમાંના કેટલાક ઉપયોગી વિષયો નીચે મુજબ છેઃ—"આ દેશમાં નિરાધાર બાળકોની સ્થિતિ," "પરોપકારના રસ્તા," "સ્ત્રી કેળવણી," "ગામડાંમાં તથા શહેરોમાં વધારે પ્રાથમિક શાળાઓ ઉઘાડવાનો સવાલ," "વિધવાઓને નર્સો તથા શિક્ષકો તરીકે કેળવવાનો સૌથી ઉત્તમ ઉપાય," "બાળલગ્નના અનર્થો" વગેરે.

પછી પ્રમુખનો ઉપકાર માની પરિષદ વિસર્જન કરવામાં આવી હતી.

